**सितारा चमकना** ( સિતારો ચમકવો ) : तुम्हारा भी सितारा चमकता है, नहीं तो ऐसी दुलहन तुम्हें कहां से मिलती !

**सिर-आँखों पर** ( આંખ-માથા પર ) : आपने जो कहा मेरे सिर-आँखों पर है ।

**सिर उठाना** ( માથું ઊંચું કરવું ) : उसके सामने कोई भी सिर नहीं उठा सकता ।

**सिर उड़ाना** ( માથું ઉડાવી દેવું ) : तलवार से राजपूतने दुश्मन का सिर उड़ा दिया ।

**सिर खाना** ( માથું ખાવું ) : मेरा सिर मत खाओ ।

**सिर घूमना या सिर भारी होना** ( માથું ભારે હોવું ) : रात को नींद नहीं आई, अब सिर घूमता है ।

**सिर झुकाना** ( શિર ઝુકાવવું ) : क्या उनका प्रभाव है ! सब उनको सिर झुकाते हैं ।

**सिर देना** ( માથું આપવું ) : कहाँ है वह जीवनादर्श जिसके लिये हम सिर दे देवें ।

**सिर नीचा होना** ( નીચા જોવા જેવું થવું ) : ऐसे नीच की मित्रता के कारण उनका सिर नीचा हुआ है ।

**सिर पर आ जाना** ( માથા પર આવી જવું ) : वर्षाऋतु अब सिर पर आ गई है, तभी तुमने बीज छींटे नहीं ?

**सिर पर लेना** ( માથે લેવું ) : यह काम मैं सिर पर लेता हूँ ।

**सिर से कफ़न बाँधना** ( ખાપણ માથે બાંધવું ) : सिर से कफ़न बाँध कर हम सब राष्ट्र की आज़ादी का संग्राम में आ खड़े हैं ।

**सिर हिलाना** (માથું હલાવવું) : मैंने तो उनको भोजन का निमन्त्रण दिया, लेकिन उनने सिर हिलाया।

**सिर होना** (માથે લેવું) : यह सब ज़िम्मेदारी अब तुम्हारे सिर है।

**सीधे मुँह बात न करना** (સીધી રીતે વાત ન કરવી) : अब उसको ऐसा घमंड हो गया है कि किसी को साथ सीधे मुँह बात तक नहीं करता।

**सूरज को आरसी या दीपक दिखाना** (સૂરજને અરિસો બતાવવો અથવા દીવો ધરવો) : आप का परिचय मैं क्या देता, वह तो सूरज को आरसी दिखाना होता।

**सौ बात की एक बात** (સો વાતની એક વાત) : सौ बात की एक बात, आज मैं तुम्हें सीनेमा देखने जाना नहीं दूँगा।

**स्वाहा करना** (સ્વાહા કરવું) : आप एक बड़ी जायदाद के ट्रस्टी थे, सो सारी जायदाद को स्वाहा कर गये।

**हँसते-हँसते** (હસતે મોંએ) : वह हँसते-हँसते फाँसी के मंचिये पर चढ़ गया।

**हँसकर या हँसी में उड़ाना** (હસીને કે હસવામાં ઉડાવી દેવું) : मेरी बात हँसी में उड़ाने जैसी नहीं है।

**हँसी होना** (હાંસી થવી) : बड़ी धूमधाम से कारखाना शुरु किया, मगर वह तुरन्त बन्द करना पड़ा, और लोगों में फ़जूल हँसी होने लगी।

**हँसी उड़ाना** (હાંસી કરવી) : मैं सच कहता हूँ, हँसी नहीं उड़ाता।

**हज़म करना** ( હજમ કરી જવું ) : मेरे सोलह रुपये वह हज़म कर गया।

**हजामत करना** ( મૂંડવું–લૂંટી જવું ) : एक धूर्त्त भागी उसको मिल गया जिसने उसकी ठीक हजामत बनाई।

**हड्डियाँ गढ़ना या तोड़ना** ( હાડકાં ભાંગવાં ) : तुम्हारी ऐसी हड्डियाँ तोड़ूँगा कि तुम याद रक्खोगे।

**हड्डियाँ निकल आना** ( હાડકાં દેખાવાં ) : दुष्काल के सबब बैलों की हड्डियाँ निकल आई हैं।

**हथियार डाल देना** ( હથિયાર મૂકી દેવાં ) : सरदार की मृत्यु के बाद सैनिकों ने हथियार डाल दिये।

**हराम का** ( હરામનું ) : यह हराम का माल तुम्हें हज़म नहीं होगा।

**हराम होना** ( હરામ હોવું ) : हुल्लड़ के ख़बर आते ही कार-ख़ाने का मालिक की नींद हराम हो गई।

**हवाई किले ( महल ) बनाना** ( હવાઈ કિલ્લા બાંધવા ) : हम भी बचपन में कै हवाई किले बनाते, मगर अब वे सब टूट गये हैं।

**हवा उड़ना** ( હવા ઉડવી–વાત ફેલાવી ) : हवा उड़ रही है कि सरकार बस-सर्वीस को अपने क़ब्ज़ में लेनेवाली है।

**हवा खाना** (१) ( હવા ખાવી ) : आप शाम को हवा खानें चलोगे? (२) ( હવા ખાતા રહી જવું ) : विमला की शादी गोकुल के साथ हो गई, और तुम हवा खाते रह गये।

**हवा लगना** ( હવા લાગવી–અસર થવી ) : अब तुम्हें शहर का हवा लग गई जान पड़ती है।

**हाँ में हाँ मिलाना** ( હા એ હા ભણવી ) : एक ऐसा दिन था जब कि राय साहब की हाँ में सब हाँ मिलाते थे।

**हाथ उठाना या चलाना** (હાથ ઉઠાવવો કે ચલાવવો) : भारी शर्म की बात है कि तुमने औरत पर हाथ उठाया ।

**हाथ कटाना** (હાથ કપાવવા–પ્રતિજ્ઞાબદ્ધ થવું) : मैंने तो करारनामे पर सही देकर हाथ कटाया है।

**हाथ की मैल** (હાથનો મેલ) : कितना भी ख़र्च हो पर मेरे बच्चे को बचाओ, रुपये तो हाथ का मैल है।

**हाथ पर हाथ धरे बैठना** (હાથ જોડીને બેસી રહેવું) : हाथ पर हाथ धरे बैठे रहोगे तो काम कौन करेगा ?

**हाथ ख़ाली होना** (હાથ ખાલી હોવા) : आज तो मेरे हाथ ख़ाली हैं, इसलिये कुछ नहीं दे सकता।

**हाथ जोड़ना** (હાથ જોડવા) : हाथ जोड़कर मैं कहता हूँ कि आपका सामान यहाँ से हटा लो।

**हाथ डालना** (હાથ ઘાલવો) : ऐसे काम में मैं कभी हाथ नहीं डालता ।

**हाथ तंग होना** (હાથ તંગીમાં હોવા) : व्यापार नहीं चलता इसलिये आज-कल हाथ ख़ूब तंग रहते हैं।

**हाथ पकड़ना** (હાથ પકડવો–સહાય કરવી) : सद्भाग्य तुम्हारा कि ऐसा सज्जन ने तुम्हारा हाथ पकड़ा है।

**हाथ पसारना या फैलाना** (હાથ લાંબો કરી માગવું) : हम कैसे भी हैं, तुम्हारे सामने हाथ नहीं पसारते।

**हाथ में आना, होना, पड़ना या चढ़ना** (હાથમાં આવવું, હોવું, પડવું કે ચઢવું) : चुगली खाने से तुम्हारे हाथ में क्या आया

**हिसाब करना** (હિસાબ કરી લેવો) : चलो तो, अपना हिसाब कर लेवें।

**हुक्का-पानी बंद करना** ( હોકા-પાણી બંધ કરવા-બહિષ્કાર કરવો ) : उस झगड़े के बाद गाँव के लोगों ने उसका हुक्का-पानी बंद कर दिया।

**हुक्म चलाना** ( હુકમ ચલાવવો ) : आप तो बैठे-बैठे हुक्म चलाते हैं, और काम करनेवाले काम करते हैं।

**हृदय में गुदगुदी उठना** ( હૃદય નાચી ઊઠવું ) : पत्नी का काग़ज़ देखते ही मेरे हृदय में गुदगुदी उठी।

**होश उड़ना या जाता रहना** ( હોશકોશ ઊડી જવા ) : इतना जानते ही कि अब बात खुल जायगी उनके होश उड़ गये।

**होश ठिकाने होना** ( સાન ઠેકાણે આવવી ) : बच्चा, जब मार खाओगे तभी तुम्हारे होश ठिकाने होंगे।

## પ્રશ્નો ૪

[૧] નીચેનાં વાકયોમાં જે શબ્દો ભારે છાપેલા છે એ શબ્દો માટે હિંદીમાં કયા શબ્દસમૂહો ઉપયોગમાં આવી શકશે ?

(૧) ભૂખ્યા મરી જવું બહેતર પણ હું કોઈની **ખુશામત કરી શકું** તેમ નથી.

(૨) યુદ્ધમાં બધા સૈનિક **ખપી ગયા.**

(૩) પરીક્ષામાં નાપાસ થવાને લીધે એનું **હૃદય ભાંગી** ગયું છે.

(૪) હવે તમે **ઠેકાણે આવ્યા.**

(૫) એ ઝગડાનો અવાજ સાંભળવાથી હું **ધ્યાનભંગ થયો.**

(૬) તું બહુ ચઢ્યો છો, પણ હું તારા **દાંત ખાટા કરી** નાખીશ.

(૭) દેશસેવામાં આગેવાની કરતાં કરતાં તેમણે સારી **નામના મેળવી** છે.

(૮) કોણ જાણે શું થયું, પણ એ બધી વાતો પર હવે **ઢાંક પિછોડો** કરવામાં આવ્યો છે.

[२] નીચેનાં વાકયોમાં ભારે છાપેલા શબ્દોનો શો ભાવાર્થ છે તે કહો :

(१) अब चिन्ता मत करो, **अच्छे दिन** आ गये हैं।

(२) वह अपनी **खिचड़ी अलग पकाता** है।

(३) तुम कैसे मूर्ख हो कि **अपने पाँव पर आप कुल्हाड़ी मार** रहे हो।

(४) मैं तो उसको भला भोला समझता था, पर मेरे मित्रने **आँख मार** दी।

(५) इसने कौनसा ऐसा काम किया है। जो आप उसको **आसमान पर चढ़ाते** हो।

(६) मालूम नहीं किस लिये बड़े-बड़े लोग इस गुंडे को **कुरसी देते** होगे।

(७) इस बार मैं **गुस्सा पी रहा** हूँ, मगर दूसरी वक्त मैं ऐसा नहीं चलने दूँगा।

(८) तुम काम से **जी चुराते रहोगे** तो आगे नहीं बढ़ सकोगे।

## પ્રકરણુ ૫ મું

# પરિચિત હિંદી કહેવતો

આ પ્રકરણુમાં થોડી હિંદી કહેવતો સંગ્રહેલી છે. અને એ બધી હેવતો એવી છે કે એને મળતી કહેવતો ગુજરાતીમાં પણુ હોય. ેમકે : अंधों में काना राजा = આંધળામાં કાણીઓ રાજા. આમ આ હેવતોનો મર્મ અને અર્ધા શબ્દો પણુ ગુજરાતી આલમને પરિચિત ાવાથી આ કહેવતોના ગુજરાતી અર્થ આપવાની જરૂર રહેતી જ ાથી. માત્ર કહેવતો વાંચ્યે જાઓ, અને તેનો અર્થ સમજાતો જશે.

કદાચ પહેલા વાચને કોઈ કહેવતનો અર્થ તુરત ન સમજાય ા તેની પાસે નિશાની કરી લો. બધી કહેવતો વાંચી ગયા બાદ ફરી ાાવી નિશાનીવાળી કહેવતો વાંચી જજો, એટલે તે પણુ સમજાઈ જશે.

પણુ તમે કહેવતના અર્થ ગુજરાતીમાં સમજી શકો એટલું જ ાસ નથી; એટલી શક્તિ તો દરેક ગુજરાતીમાં અમસ્તી પણુ હોય. ણુ બધી કહેવતો બે ચાર વખત વાંચી જશો એટલે કહેવતો લગભગ ેવી યાદ રહી જશે કે કોઈ પ્રસંગે લાગુ પડતી કહેવત તમે હિંદીમાં ાલી શકો. અને આવી રીતે જો તમને કહેવત યાદ રહી શકે, તો ેમાં મુખ્ય ફાયદો એ છે કે એ કહેવતમાં આવતી શબ્દરચના પણુ ામારા ચિત્તમાં સ્વાભાવિક રીતે ઉતરી જશે. જેમકે अक्ल बड़ी कि भैंस ે કહેવત તમને યાદ હોય તો તેમાં આપણુા ગુજરાતી ‘કે’ ને બદલે कि’ વપરાયો છે તે વગર ગોખ્યે તમારા સ્મરણુમાં ઉતરી જાય. ાને પછી તમે આપોઆપ જ એ શબ્દનો ઉપયોગ કરતા થઈ શકો.

આમ કહેવતો મારફત ભાષારચનાનો તમને આછો પરિચય ાાપવાનો જ આ પ્રકરણુનો હેતુ છે. અને બે પાંચ વખત એ કહેવતો ાામજપૂર્વક વાંચી જવાથી એ હેતુ પાર પડી જશે.

અને આપણી ભાષાને મળતી આટલી બધી કહેવતો હિંદીમાં છે એ જોયા પછી એક બીજું પણ આડકતરૂં સૂચન આપણને મળી જાય છે. ધારો કે ગુજરાતી ભાષાની કોઈ અંધારે ખૂણે છૂપાયેલી કહેવત તમને સૂઝી. એને મળતી કહેવત હિંદીમાં હશે કે કેમ તે પ્રશ્ન તમને જાગ્યો. હવે જો તમે પૂરેપૂરા પંતુજી કે વેદિયા હો તો હિંદી શબ્દકોશ લઈને એ કહેવત શોધવા પાનાંનાં પાનાં ઉથલાવો. અને તમે પૂરેપૂરા હિંમતબાજ હો તો માત્ર એ કહેવતનો હિંદીમાં અનુવાદ જ કરી નાખો. પછી જો હિંદી સાહિત્યમાં એ કહેવત પ્રથમથી જ હશે તો બહુ સારી વાત. નહિતર તમે જ એ ગુજરાતીમાંથી અનુવાદિત કહેવત હિંદીમાં પહેલી વાર દાખલ કરતા હશો તો તે કોઈને કોઈ ઉપાડી લેશે, અને ભવિષ્યના કોઈ હિંદી શબ્દકોશ રચનારને એ કહેવત એમાં ઉમેરવી પડશે.

અને જેવું કહેવતનું છે એવું જ શબ્દોનું પણ છે. ઘણા સંસ્કૃત શબ્દો જેમ ગુજરાતીમાં જેમના તેમ ઊતર્યા છે તેમ જ હિંદીમાં પણ ઊતર્યા છે. અને એથી ઊલટું ગુજરાતીમાં ઊતર્યા હોય અને હિંદી કોશોમાં નજરે ન પડતા હોય એવા પણ ઘણા સંસ્કૃત શબ્દો છે. પણ ભાષા એ કાંઈ એક બે પંડિતો કે શબ્દકોશ બનાવનારાઓની માલિકીની વસ્તુ નથી કે તેની મર્યાદાને બંધન મૂકી શકાય. એટલે તમે લેખક હો અને હિંદીમાં કાંઈ લખતા હો ત્યારે બેધડક ગુજરાતી કહેવતોના અનુવાદો હિંદીમાં ઘુસાડો, કે સંસ્કૃત કે ફારસી શબ્દો તેના મૂળ સ્વરૂપમાં છૂટે હાથે વેરો એથી કાંઈ નુકસાન નથી. તમે લેખક તરીકે બીજી રીતે સફળ થયા હશો તો તમે પાડેલા નવા ચીલા પાછળથી પ્રતિષ્ઠિત ગણાશે. અને એથી ઊલટું તમે કોઈ પરીક્ષાનો પેપર લખવા બેઠા હશો અને ત્યાં આવો નવીન અખતરો કરશો તો સ્થિતિચુસ્ત પરીક્ષકો એને ભૂલમાં ગણી તમારા માર્ક કાપશે; માટે પરીક્ષાના હૉલની બહાર તમારે જેટલી છૂટ લેવી હોય તેટલી લઈ

શકશો. કેમકે વિદ્વાનો કરતાં વિદ્યાનું – ભાષાનું પેટ અનેકગણું વિશાળ છે. માત્ર વ્યાકરણ કરતાં જિગરની દુનિયામાં વધારે જરૂર છે એ કદી ન ભૂલશો.

આ પ્રકરણમાં પણ તમારે પ્રયત્નપૂર્વક કાંઈ ગોખવાનું નથી, માત્ર સમજપૂર્વક વાંચ્યે જ જવાનું છે.

अंत बुरे का बुरा ।

अंधी पोसे कुत्ता खाय ।

अंधे को अंधा कहने से बुरा मानता है ।

अंधों में काना राजा ।

अंधेर नगरी चौपट राजा, टके सेर भाजी टके सेर खाजा ।

अक्कबड़ी कि भेंस ।

अक्कमंद को इशारा मूर्ख को तमाचा ।

अति भक्ति चोर का लक्षण ।

अधजल गगरी छलकत जाय ।

अन माँगे मोती मिले माँगे मिले न भीख ।

अपना पैसा खोटा तो परखैया का क्या दोष ।

अपनी करनी पार उतरनी ।

अपनी गली में कुत्ता भी शेर होता है ।

अबरा की जोरु ( गरीब की लुगाई ) सबकी भौजाई ।

अभी तो तुम्हारे दूध के दाँत भी नहीं टूटे ।

आँख और कान में चार अंगुल का फर्क है ।

आँखों देखी कानों सुनी ।

आग लगने पर कुआँ खोदना ।

आगे कुआँ पीछे खाई ।

आती लक्ष्मी को कौन लात मारता है ।

आप भला तो जग भला ।

आप मरे बिना स्वर्ग नहीं मिलता ।

आहारे व्यौहारे लज्जा न कारे ।

उलटा चोर कोतवाल को डाँटे ।

एक तो चोरी दूसरी सीनाज़ोरी ।

एक पंथ दो काज ।

एक म्यान में दो तलवारें नहीं समा सकतीं ।

एक हाथ से ताली नहीं बजती ।

ऐसे जीने से मर जाना अच्छा ।

ककड़ी के चोर को फाँसी नहीं दी जाती ।

कढ़ाई से गिरा चूल्हे में पड़ा ।

कमान का निकला तीर और मुँह से निकली बात वापिस नहीं आती ।

कर सेवा पा मेवा ।

करे कल्लू भरे भल्लू ।

करेगा सो भरेगा ।

कहाँ राजा भोज कहाँ गाँगू तेली ।

कहने से करना भला ।

कहे से कुम्हार गधे पर नहीं चढ़ता ।

कागज़ की नाव नहीं चलती ।

काटो तो खून नहीं ।

काज़ीजी दुबले क्यों शहर के अंदेशे से ।

कुत्ते की दुम बारह वर्ष नल में रक्खी तो भी टेढ़ी की टेढ़ी ।

कुत्तों के भौंकने से हाथी नहीं डरते ।

कुत्ते को घी हज़म नहीं होता ।

कोयला होय न ऊजला सौ मन साबुन धोय ।

कोयले की दलाली में हाथ काले ।

कौवा चला हंस की चाल अपनी चाल भी भूल गया ।

खग जाने खग ही की भाषा ।

खाक डाले चाँद नहीं छिपता ।

खाय सो पछताय न खाय सो पछताय ।

खोदा पहाड़ निकली चुहिया ।

गई माँगने पूत को खो आई भरतार ।

गये थे रोज़ा छुड़ाने उलटी नमाज़ गले पड़ी ।

गुड़ दिये मरे तो ज़हर क्यों दें ।

घड़ी भर की बेशर्मी दिन भर का आराम ।

घर की मुर्गी दाल बराबर ।

घी कहाँ गया खिचड़ी में ।

चमड़ी जाय पर दमड़ी न जाय ।

चलती का नाम गाड़ी है ।

चार दिन की चाँदनी फिर अँधेरी रात ।

चिराग तले अंधेरा ।

चूहों की मौत बिल्ली का खेल ।

चोर पर मोर ।

चोर से कहे चोरी करो शाह से कहे जागते रहो ।

छछूंदर के सिर में चमेली का तेल ।

छोटे मुँह बड़ी बात ।

जब चने थे तब दाँत न थे जब दाँत भये तो चने नहीं ।

जब दाँत न थे तब दूध दियो जब दाँत दिये तब अन्न न देहैं ।

जब तक साँसा तब तक आसा ।

जल में रहना मगर से बैर ।

जल की मछली जल में ही भली ।

जहाँ गुड़ होगा वहाँ मक्खियां होंगी ।

जहाँ गुल है वहाँ काँटा भी है ।

जहाँ न पहुँचे रवि तहाँ पहुँचे कवि ।

जाको राखे साइयाँ मार न सकि है कोय ।

जान बची लाखों पाये ।

जान मारे बनिया पहचान मारे चोर ।

जितना गुड़ डालोगे उतना हीमीठा होगा ।

जितनी चादर देखो उतना ही पैर पसारो ।

जिसका व्याह उसी के गीत ।

जिसकी लाठी उसकी भैंस ।

जैसा देश वैसा भेस ।

जो गरजते हैं वे बरसते नहीं ।

टेढ़ी अँगुली से ही घी निकलता है ।

ठंडा लोहा गरम लोहे को काट देता है ।

तलवार का घाव भरता है, बात का घाव नहीं भरता ।

तीन कनौजिये तेरह चूल्हे ।

तीन गुनाह खुदा भी बख्शता है ।

तीर नहीं तो तुक्का ही सही ।

तुरत दान महा कल्यान ।

तुम्हारे मुँह में घी शक्कर ।

तेते पाँव पसारिऐ जेती लँबी सौर ।

तेली का तेल जले मसालची का दिल जले ।

थोथा चना बाजे घना ।

दबते को सब दबा लेते हैं ।

दमड़ी की बुढ़िया टका सिर मुँडाई ।

दलाल का दीवाला क्या मस्जिद में ताला क्या ।

दान की बछिया के दाँत नहीं देखे जाते ।

दाम सँवारे काम ।

दिन जाते देर नहीं लगती ।

दिया तले अंधेरा ।

दुधार गाय की लात भली।

दुनिया का मुँह किसने रोका है।

दूध का जला छाछ फूँककर पीता है।

दूध का दूध पानी का पानी।

देखने में ना तो चखने में क्या।

दो घर का पाहुन भूखा ही रहता है।

दोनों हाथों में लड्डू हैं।

दो मुल्लों में मुर्गी हराम।

दोस्ती में लेन देन बैर का मूल।

धीरज धर्म मित्र अरु नारी आपतकाल परखिये चारी।

धोबी का कुत्त घर का न घाटका।

धोबी बसी कै क्या करे दिगंबरो के गाँव।

नंगी क्या नहाएगी और क्या निचोड़ेगी।

न इधर के रहे न उधर के रहे।

नदी में रहना मगर से बैर।

नदी नाव संयोग।

नाक कटी पर घी तो चाटा।

नाच न जाने आँगन टेढ़ा।

नाम बड़े अरु दर्शन छोटे।

नामी चोर मारा जाय, नामी शाह कमा खाय।

निर्बल के बल राम।

नौ सौ चुहे खा के बिलाई चली हज्ज को।

पंच जहाँ परमेश्वर।

पराधीन सपने सुख नाहीं।

पाँचों उँगलियाँ बराबर नहीं होतीं।

पागलों के क्या सिर सींग होते हैं।

पानी पोकर जात पूछना।

पानी मथने से घी नहीं मिलता।

पूछते पूछते दिल्ली चले जाते हैं।

पूत आपनो सब को प्यारो।

पेट जो चाहे सो करावे।

फटा मन और फटा दूध फिर नहीं मिलता।

बंदर के हाथ आइना।

बंदर क्या जाने अदरक का स्वाद।

बंदा जोड़े पली-पली अरु राम लुढ़ाये कुप्पा।

बगल में छुरी मुँह में राम।

बड़ी मछली छोटी मछली को खाती है।

बड़ों के कान होते हैं आँख नहीं।

बातों से काम नहीं चलता।

बादल फटे तो कहाँ तक थिगली।

बासी बचे न कुत्ता खाय।

बिन माँगे मोती मिले, माँगे मिले न भीख।

बिना रोये तो माँ भी दूध नहीं पिलाती।

ब्याह नहीं किया तो क्या बरात तो गये हैं।

भई गति साँप–छछूँदर केरी।

भरी थाली में लात मारना।

भले का ज़माना नहीं है।

भागते भूत की लँगोटी ही सही।

भानु उदय दीपक केहि कामा।

भूखे भजन न होय गोपाला।

मजनू को लैला का कुत्ता भी प्यारा।

मन के लड्डुओं से भूख नहीं मिटती।

मन चंगा तो कठौती में गंगा।

मरता क्या न करता।

माँ के पेट से कोई सीख कर नहीं निकलता।

मान का पान, अपमान का लड्डू।

मानों तो देव नहीं तो पत्थर।

मार के आगे भूत भागे।

मियाँ की जूती मियाँ के सिर।

मियाँ बीबी राज़ी तो क्या करेगा काज़ी।

रस्सी जल गई पर बल न गया।

राजहंस बिन को करे छीर नार को दोय।

रुपया परखै बारंबार: आदमी परखै एक बार।

वक्त पर सब कुछ करना पड़ता है।

विधि कर लिखा को मेटनहारा।

शर्म की बहू नित भूखी मरे।

सच का ज़माना नहीं।

सब के दाता राम।

सब दिन जात न एक समान।

समरथ को नहीं दोष गुसाईं।

ससुरार सुख की सार, जो रहे दिना दो चार।

साँच को आँच नहीं।

साँप भी मर जाय और लाठी भी न टूटे।

सिंह बचा जो लंघना तो भी घास न खाय ।

सीधी उँगली से घी नहीं निकलता ।

सुख में निद्रा दुःख में राम ।

सुनते सुनते कान बहरे हो गये ।

सुनिये सब की करिये मन की ।

सूरज धूल डालने से नहीं छिपता ।

सोना जाने कसे मानस जाने बसे ।

सोने में सुगंध ।

सौ सोनार की एक लुहार की ।

हथेली पर जान लिये फिरते हैं ।

हाथ कंगन को आरसी क्या ।

हाथ बेचा है कुछ जात नहीं बेची ।

हाथी के दाँत खाने के और दिखाने के और ।

हाथी के पाँव में सब का पाँव ।

हिम्मते मरदा मददे खुदा ।

## સંસ્કૃતની હિંદીમાં વપરાતી કહેવતો

अति सर्वत्र वर्जयेत् ।

कण्टकेनैव कण्टकम् ।

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

दैवोऽपि दुर्बलघातकः ।

परोपकाराय सतां विभूतयः ।

महाजनो येन गतः स पन्था ।

मौनं संमति लक्षणम् ।

मौनं सर्वार्थ साधनम् ।

यथा नाम तथा गुणाः ।

विनाशकाले विपरीत बुद्धिः ।

शत्रोरपि गुणा वाच्या दोषा वाच्या गुरोरपि ।

शुभस्य शीघ्रम् ।

सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ।

## પ્રશ્નો ૫

[૧] નીચેની હિંદી કહેવતોનો ગુજરાતીમાં અનુવાદ કરો :

(१) अधजल गगरी छलकत जाय।

(२) कढ़ाई से गिरा चूल्हे में पड़ा।

(३) करे कल्लू भरे भल्लू।

(४) जितनी चादर देखो उतना ही पैर पसारो।

(५) दान की बछिया के दाँत नहीं देखे जाते।

(६) बंदा जोड़े पली-पली अरु राम लुढ़ाये कुप्पा।

(७) बादल फटे तो कहाँ तक थिगली।

(८) रस्सी जल गई पर बल न गया।

(९) सूरज धूल डालने से नहीं छिपता।

(१०) हाथी के पाँव में सब का पाँव।

## પ્રકરણ ૬ ઠ્ઠું

# પરિચિત હિંદી ભાષાશૈલી

જેમ ગુજરાતી ભાષાના શબ્દો શબ્દસમૂહો અને કહેવતો આપણને હિંદીમાં પણ કામ લાગે છે, તેમ જ ગુજરાતી ભાષાની રચનાના કેટલાક પ્રકારો પણ આપણને હિંદીમાં ઉપયોગી થાય છે. અને એ જાણીતી વસ્તુનો કળથી ઉપયોગ કરીએ તો આપણા અનેક વિચારો આપણે ગુજરાતીમાંથી સીધેસીધા હિંદીમાં રજૂ કરતાં શીખી શકીએ. હિંદી અને ગુજરાતી બન્ને ભાષાઓ એક જ કુટુંબની હોવાથી જ આ વસ્તુ શક્ય બને છે. અંગ્રેજી, જપાનીઝ કે એવી કોઈ પરકુટુંબની ભાષા શીખતી વખતે આ રીત ઉપયોગી થતી નથી.

આથી આ નીચે આવા બધા ભાષારચનાના પ્રકારોને વર્ગ પાડીને આપ્યા છે. અને ગુજરાતી તથા હિંદી અનુવાદ સામસામે આપી, તેમાં ધ્યાન દોરવા જેવા મુદ્દાઓ ભારે ટાઈપમાં છાપેલા છે. શીખનારે ફક્ત ગુજરાતીમાંથી પહેલાં પોતાની જાતે હિંદીમાં અનુવાદ કરવા પ્રયાસ કરવો, અને એટલો વખત છાપેલા હિંદી અનુવાદને કાગળથી દાબી દેવો. અને પછી પોતે મોઢે કરેલા અનુવાદ સાથે છાપેલ હિંદીને સરખાવી જોવું. આમ કરવાથી ઓછામાં ઓછા પ્રયાસે અઘરામાં અઘરા વિચારો હિંદીમાં રજૂ કરતાં ફાવી જશે.

અહીં એક વાત ખ્યાલમાં રાખવાની કે ગુજરાતી અને હિંદીમાં એક જ શબ્દ આવતો હોય એવું બધે નહિ બને. પરંતુ ગુજરાતી ભાષાના શબ્દો જે રીતે વપરાય છે એ જ રીતે તેને મળતો હિંદી શબ્દ પણ વાપરી શકાય છે, એ બતાવવાનો જ આ પ્રકરણનો હેતુ છે. જેમકે: ગુજરાતીમાં "સૌથી પહેલાં" કહીએ તેનું હિંદી "सबसे पहले" થાય. આમાં શબ્દોમાં જે મળતાપણું છે તે બહુ મહત્ત્વનું નથી. પણ 'સૌ', 'થી', 'પહેલાં' એ ત્રણ અંગો હિંદીમાં પણ એ જ ક્રમમાં આવે છે, એ મળતાપણાની જ આપણને કિંમત છે.

અહીં જે નમૂનાઓ આપ્યા છે તે ઉપરાંત પણ હિંદી ગુજરાતીમાં સરખા શબ્દોને કારણે મળતાપણાના બીજા અનેક પ્રકારો છે. જેમકે "યાદ રાખવા લાયક = याद **रखने लायक**", "બત્તી **થયા પછી** = रोशनी **हुए पीछे**" ઇ. પરંતુ એવા એકે એક નમૂના આ પ્રકરણમાં સંઘરવાને અવકાશ નથી. પણ એથી ઊલટું આ પછીના પ્રકરણોમાં હિંદી અને ગુજરાતીમાં જ્યાં શબ્દના સ્વરૂપ કે ઉપયોગમાં તફાવત છે તેની યાદી સંપૂર્ણ આપી છે. એટલે ટૂંકામાં ગુજરાતી ભાષારચનાના જે પ્રકાર માટે હવે પછી મના ન કરવામાં આવે તે હિંદીમાં ઉપયોગમાં લઈ શકાય એમ સમજી જ લેવાનું છે.

આ પ્રકરણમાં આપેલાં વાકયોમાં જ્યાં હિંદી–ગુજરાતીમાં સામસામા શબ્દો બ્લેક હોય એમાંના જે શબ્દો તમને પહેલે પ્રયાસે ન આવડે ત્યાં બાજુ પર નિશાની કરી લેજો. અને પાછળથી એ બધા જરા તકલીફ લઈને પણ યાદ કરી જજો. જરૂર લાગે તો ગોખજો પણ ખરા.

## સંજ્ઞાવાચક નામનો જાતિવાચક તરીકે ઉપયોગ

| | |
|---|---|
| યશોદા અમારા ઘરની **લક્ષ્મી** છે. | यशोदा हमारे घर की **लक्ष्मी** है। |
| તમે કળિયુગના **હરિશ્ચંદ્ર** દેખાઓ છો. | तुम कलियुग के **हरिश्चंद्र** दिखाई देते हो। |

## માનાર્થે બહુવચન

| | |
|---|---|
| શ્રીકૃષ્ણ દ્વારકાના રાજા **હતા** | श्रीकृष्ण द्वारिका **के** राजा **थे**। |
| મીરાંબાઈ મેવાડનાં રાણી **હતાં** | मीरांबाई मेवाड **की** रानी **थीं**। |
| **પોતે** એક શ્રીમંત વેપારી છે. | **आप** एक मालदार व्यापारी हैं। |
| **આપે** શું કહ્યું ? | **आपने** क्या कहा ? |

## દરેક પ્રકારના શબ્દોનો નામ તરીકે ઉપયોગ

| | |
|---|---|
| **નાનાં મોટાં** બધાંને આમંત્રણ છે. | **छोटे बड़े** सबको निमंत्रण है। |
| તમે તો અધિકારીઓની **હા માં હા** મિલાવો છે. | तुम तो अधिकारियों की **हाँ में हाँ** मिलाते रहते हो। |
| સરદારની અત્યારે ખૂબ **વાહ વાહ** થઈ રહી છે. | सरदार की अब खूब **वाह वाह** हो रही है। |
| **અહીંથી** નદીનો દેખાવ બહુ સુંદર લાગે છે. | **यहाँ से** नदी का देखाव बहुत सुंदर दिखाई देता है। |

## પ્રત્યય વિનાની વિભક્તિ

| | |
|---|---|
| છોકરો પત્થર ફેંકે છે. | **लड़का पत्थर** फेंकता है। |
| હું ગામ જાઉં છું. | **मैं गाँव** जाता हूँ। |
| હું ચાર શેર દૂધ લાવ્યો છું. | मैं चार **सेर दूध** लाया हूँ। |
| સ્ટેશન અહીંથી ત્રણ **માઈલ** છે. | स्टेशन यहाँ से तीन **मील** है |
| ઘેર પાછા જાઓ. | **घर** लौट जाइए। |
| ત્રણ વાર મેં એને છોડી દીધો. | तीन **बार** मैंने उसको छोड़ दिया। |

## આ–यह

| | |
|---|---|
| **આ** કાંઈ નવી વાત નથી. | **यह** कोई नयी बात नहीं है। |
| **આ** હું ચાલ્યો. | **यह** मैं चला। |

| | |
|---|---|
| આ તો તમે મુસીબત ઉભી કરો છો. | **यह** तो आप मुसीबत खड़ी करते हो। |
| આ પ્રસંગે હું કંઈ બોલવા માગું છું. | **इस** अवसर **पर** मैं कुछ बोलना चाहता हूँ। |

## કોઈ–कोई

| | |
|---|---|
| કોઈ એક મુસાફર આવતો હતો. | **कोई एक** मुसाफर आता था। |
| આવું સુંદર ચિત્ર **હરકોઈ** ન ચીતરી શકે. | ऐसा सुंदर चित्र **हरकोई** नहीं खिंच सकता। |
| કોઈ **બીજો** હોત તો... | **कोई दूसरा** होता तो... |

## કાંઈ–कुछ

| | |
|---|---|
| તાવ કાંઈ ઓછો થયો ? | बुख़ार **कुछ** कम हुआ ? |
| કેરી કાંઈક ખાટી છે. | आम **कुछ** खट्टा है। |
| બન્નેની આકૃતિ કાંઈક કાંઈક મળતી છે. | दोनों की आकृति **कुछ कुछ** मिलती है। |
| આ વાત કાંઈ નાની સુની નથી. | यह बात **कुछ** छोटी नहीं है। |
| હું તો કાંઈ જુદું જ સમજ્યો હતો. | मैं तो **कुछ और** ही समझा था। |
| એ કાંઈનું કાંઈ કરશે. | वह **कुछ का कुछ** करेगा। |
| એક કાંઈ કહે છે, અને બીજો કાંઈ. | एक **कुछ** कहता है, और **दूसरा कुछ**। |

| | |
|---|---|
| છાપાંની ભૂલો કાંઇક પ્રેસની અસાવધાનીથી અને કાંઇક લેખકોની આળસથી થાય છે. | छापें की भूलें कुछ प्रेस की असावधानी से और कुछ लेखकों के आलस से होती हैं। |

## જે...તે – जो...सो या वह

| | |
|---|---|
| જે એણે કર્યું તે તમારાથી નહિ બને. | जो उसने किया वह आपसे नहीं बनेगा। |
| આ કારીગરોને જે જે વસ્તુ જોઇએ તે તે તેમને આપો. | इन कारीगरों को जो जो वस्तु चाहिए, सो सो उनको दो। |
| તમે જે કાંઇ કહ્યું તે મેં સાંભળ્યું. | आपने जो कुछ कहा मैंने सुन लिया। |
| જે લોકો ત્યાં હાજર હતા તેઓ... | जो लोग उधर हाज़िर थे वे... |
| જે બધી વસ્તુઓ તમે લાવ્યા તે... | जो सब वस्तुएँ आप लाये वे... |
| જે કોઈ હોય તેને આપી દેજો. | जो कोई होवे उसको दे देना। |
| એવું કોઇ ચિત્રપટ નથી જે મેં જોયું ન હોય. | ऐसा कोई चित्रपट नहीं है, जो मैंने देखा न हो। |
| જેણે પહેલાં કદી સમુદ્ર જોયો ન હતો, એવી સુનિતા એનું ભયાનક સૌંદર્ય જોઈ દંગ બની ગઈ. | जिसने पहिले कभी समुद्र देखा नहीं था, वह (ऐसी सुनिता उसका रौद्र सौंदर्य देखते ही दंग हो गई। |

| | |
|---|---|
| એવા શા ખબર આવ્યા છે કે જેથી તમે આટલા ગભરાઈ ગયા છો? | **ऐसे कौन** ख़बर आये हैं **कि जिससे** तुम इतने घबरा गये हो? |

## કોણ-**कौन**

| | |
|---|---|
| કોણ જાણે! | **कौन** जाने! |
| અમારી વાત સાંભળે છે કોણ! | हमारी बात सुनता है **कौन**! |
| મને રોકવાવાળો તું કોણ! | मुझे रोकनेवाला तुम **कौन**! |

## શું-**क्या**

| | |
|---|---|
| શું તમે જશો? | **क्या** आप जायँगे? |
| બકબક શું કરે છે? | बकबक **क्या** कर रहा हो! |
| મને એ શું ડરાવશે! | मुझे वह **क्या** डरायगा! |
| રૂપિયો તો શું, પણ તને પૈસો પણ નહીં મળે. | रुपया तो **क्या**, तुझे पैसा भी नहीं मिलेगा। |
| આ શું! | यह **क्या**! |
| તમે ન આવ્યા હોત તો શું નું શું થઈ જાત. | आप नहीं आये होते तो **क्या से क्या** हो जाता। |
| શું દેવ કે શું દાનવ... | **क्या** देव और **क्या** दानव... |

## જાતે-પોતે-आप

| | |
|---|---|
| **પોતાનાથી** મોટાને માન આપવું યોગ્ય છે. | **अपने से** बड़े का आदर करना उचित है। |
| હું **જાતે જ** તે જોવા આવું છું. | मैं **आप ही** वह देखने आता हूँ। |
| હું **પોતે** એને માટે જવાબદાર છું. | मैं **आप** इसलिये जिम्मेदार हूँ। |
| એમ કહીને **પોતે** ચાલતા થયા. | ऐसा कहकर **आप** चल पड़े। |
| તેઓ **પોતાની જાતને** પણ ભુલી ગયા. | वे **अपने आपको** भी भूल गए। |

## જેવું-જેટલું-जैसा-जितना ई.

| | |
|---|---|
| **એવું** ક્યારે બને કે તેને મારી પાસે મદદ માગવા આવવું પડે! | **ऐसा** कब होगा **कि** उसको मेरे पास मदद माँगने आना पड़े! |
| લડાઈમાં લડતા સૈનિકને પોતાની જાતની **એટલી** ચિંતા નથી હોતી **જેટલી** ઘેર બેઠેલાં બાળબચ્ચાંની હોય. | युद्ध में लड़ते हुए सैनिकों को अपने आपकी **इतनी** चिंता नहीं होती **जितनी** घर रहते हुए अपने बच्चों की हो। |
| **જેમ જેમ** સૂર્ય ઉપર આવવા લાગ્યો **તેમ તેમ** રણની ભયંકરતા વધવા લાગી. | **जैसे जैसे** सूर्य ऊपर आने लगा, **वैसे वैसे** रेगिस्तान की भयंकरता बढ़ने लगी। |
| મને પણ તમારા **જેવી** ટેવ છે. | मुझे भी तुम्हारे **जैसी** आदत है। |
| તે **એવો** ઉદાર છે કે... | वह **ऐसा** उदार है **कि**... |

| | |
|---|---|
| મેં એને સંપૂર્ણ સૂચનાઓ આપી હતી, **એટલે સુધી** કે... | मैंने उसे संपूर्ण सूचनायें दी थीं, **यहाँ तक की...** |

## વિશેષણો

| | |
|---|---|
| આ ઊંડું તળાવ છે. | यह **गहरा तालाब** है। |
| આ તળાવ ખૂબ ઊંડું છે. | यह **तालाब खूब गहरा** है। |
| કેટલાએક દિવસ પછી મેં એને શહેરમાં જોયો. | **कितने एक** दिन पीछे मैंने उसको शहर में देखा। |
| હિમાલય **સૌથી** ઊંચો પર્વત છે. | हिमालय **सब से उँचा** पहाड़ है। |
| હરિશ્ચંદ્ર **નામક** રાજા. | हरिश्चंद्र **नामक** राजा। |
| ઘર **સંબંધી** કામ | **घर-संबंधी** काम। |
| ક્રોધ **રૂપી** શત્રુ | क्रोध-**रूपी** शत्रु। |
| તોલા ભાર ચાંદી. | **तोले भर** चाँदी। |
| સો-બસો માણુસ. | **सौ-दो सौ** आदमी। |
| સાત-આઠ દિવસમાં. | **सात-आठ** दिनमें। |
| **એકાદ** મણ ઘઉં. | **एकाद** (ध) मन गेहूँ |
| આ સાલ **આઠ આના** પાક ઊતર્યો. | इस साल **आठ आना** फसल हुई। |
| **દસેક** રૂપિયા. | **दस एक** रुपये। |
| દુકાનમાં મારો છ **આની** ભાગ છે. | दुकान में मेरा **छः आने** हिस्सा है। |

એમણે ગરીબોને **હજારો** રૂપિયા આપ્યા.
उन्होंने गरीबों को **हजारों** रुपये दिये ।

આ **એકસો આઠમો** દિવસ છે.
यह **एक सौ आठवाँ** दिन है ।

**દર દસમે** દિવસે.
**हर दसवें** दिन

**ચચ્ચાર** કલાકે પહેરો બદલે છે.
**चार-चार** घंटे **के बाद** पहरा बदलता है ।

દરેક સ્વયંસેવકને **સાડા ત્રણ-ત્રણ** શેર દૂધ આપવામાં આવ્યું.
हर-एक स्वयंसेवक को **साढ़े तीन-तीन** सेर दूध दिया गया ।

તમારા બન્નેના સ્વભાવ **એકસરખો** છે.
आप दोनों का मिज़ाज **एकसा** है ।

સંકટને વખતે માણસો **એક બીજાને** મદદ કરવા લાગ્યા.
संकट के समय लोगों **एक दूसरे को** मदद करने लगे ।

મેં દરજીને **ચાર ગજ** કાપડ આપ્યું.
मैंने दर्जी को **चार गज** कपड़ा दिया

આ સત્કાર્યમાં મારો પણ **થોડો ઘણો** હિસ્સો છે.
इस सत्कार्य में मेरा भी **थोड़ा-बहुत** हिस्सा है ।

ત્યાં અનેક **મોટાં મોટાં** ઝાડો હતાં.
उधर अनेकों **बड़े बड़े** पेड़ थे ।

**અમુક** માણસ...
**अमुक** आदमी...

**ફલાણી** વાત...
**फलानी** बात...

### ક્રિયાપદો

આ માણસ દારૂડિયો **દેખાય** છે
यह आदमी शराबी **दिखता है** ।

| | |
|---|---|
| તે નાટક **જોવા** ગયો છે | वह नाटक **देखने** गया है । |
| હું તેમને **બોલાવવાને** જાઉં છું. | मैं उन्हें **बुलाने को** जाता हूँ । |
| **સાંભળવામાં આવ્યું** છે કે... | **सुनने में आया** है कि... |
| તમે મને કાંઈ **બોલવા ન દીધો** | तुमने मुझे कुछ बोलने न दिया । |
| તે તો ત્યાંથી **જતો રહ્યો.** | वह तो उधर से **जाता रहा** । |
| તે વચ્ચે જ **બોલી ઊઠ્યો...** | वह बीच में **बोल उठा...** |
| હું એમને વાત **કહી આવ્યો** છું. | मैं उन्हें बात **कह आया** हूँ । |
| તેઓ શિખર પર **પહોંચી** ગયા. | वे शिखर पर **पहुँच गये** । |
| અમે હિસાબ **સમજી** લીધો. | हमने हिसाब **समझ लिया** । |
| તમે ઠીક એને **સંભળાવી** દીધું. | तुमने उसको ठीक **सुना दिया** । |
| તમારે મારી વાત **સાંભળવી** પડશે. | मेरी बात तुम्हें **सुननी पड़ेगी** । |
| ક્રોધમાં એણે કાગળ **ફાડી નાખ્યો** | क्रोध में उसने काग़ज़ **फाड़ डाला** । |
| તમે શું **જોઈ રહ્યા** છો ? | आप क्या **देख रहे** हो? |
| હું બાર માઈલ **ચાલી શકીશ.** | मैं बारह मील **चल सकूँगा** । |
| અમે **આવી ચુકયા** છીએ. | हम आ चुके हैं । |

### અવ્યયો

| | |
|---|---|
| અમે એ કામ **હાથોહાથ** કરી લીધું. | हमने वह काम **हाथों-हाथ** कर लिया । |

| | |
|---|---|
| હું તો **ક્યારનો** તમારી રાહ **જોઈ** રહ્યો છું. | मैं तो **कब का** आपकी राह **देख** रहा हूँ। |
| **અચાનક** આકાશ ઘેરાઈ ગયું. | **अचानक** आकाश घिर उठा। |
| **હજુ** મેં ખાધું **સુદ્ધાં** નથી. | **अभी** मैंने खाया **तक** नहीं है। |
| **દિવસભર** તે કામ કરતો. | **दिन-भर** वह काम करता। |
| **સવારે** અમે **ત્યાંથી** ઉપડ્યા. | **सवेरे** हम **उधर से** चल पड़े। |
| **ધીમે ધીમે** નદીમાં પૂર આવવા લાગ્યું. | **धीरे-धीरे** नदी में बाढ़ आने लगी। |
| હોજની **વચ્ચો વચ્ચ** એક ફુવારો ઊડી રહ્યો હતો. | कूँड के **बीचों-बीच** एक फुहारा उड़ रहा था। |
| અમે વાતો કરી રહ્યા હતા **એટલામાં** કાંઈ અવાજ સંભળાયો. | हम बातें कर रहे थे, **इतने में** कुछ आवाज़ सुनाई पड़ी। |
| તે **એક એક કરીને** બધા પેંડા ખાઈ ગયો. | वह **एक-एक करके** सब पेड़े खा गया। |
| અમે **પરમ દિવસ** પાછા આવીશું. | हम **परसों** वापस लौटेंगे। |
| મને આવી ગલીચ વાતો **બિલકુલ** પસંદ નથી. | मुझे ऐसी ग़लीज़ बातें **बिलकुल** पसंद नहीं है। |
| તો **પછી** તમે શું કરશો? | **तब फिर** आप क्या करेंगे? |
| જ્યાં **સુધી** હુકમ ન મળે **ત્યાં સુધી** અહીં જ ઉભા રહેજો. | **जब तक** हुक्म न मिले, **यहीं** खड़ा रहना। |
| અમે **તો** ત્યાં બેઠા **જ** હતા. | हम **तो** उधर बैठे **ही** थे। |

| | |
|---|---|
| હું ક્યારેક ક્યારેક એમની મુલાકાત લઉં છું. | मैं **कब-कब** उनसे मुलाक़ात करता हूँ। |
| બધા સૈનિકો **જ્યાંના ત્યાં** ઉભા હતા. | सब सैनिक **जहाँ के तहाँ** खड़े थे। |
| એ મકાન હજુ **જેમનું તેમ** ઉભું છે. | वह मकान अभी **ज्यों का त्यों** खड़ा है। |
| **જેમ તેમ કરીને** આ કામ પૂરું કરી નાખો. | **ज्यों त्यों करके** यह काम पूरा कर दो। |
| હિંદુ **માત્ર** ગાયને પવિત્ર માને છે. | हिंदू **मात्र** गाय को पवित्र मानते हैं। |
| મારા કહ્યા **મુજબ** કામ કરો. | मेरे कहने **मूजब** काम करो। |

## પ્રશ્નો ૬

[૧] નીચેનાં ગુજરાતી વાક્યોનો હિંદીમાં અનુવાદ કરો :

(૧) **પોતે** એક શ્રીમંત વેપારી છે.

(૨) **અહીંથી** નદીનો દેખાવ બહુ સુંદર લાગે છે.

(૩) ત્રણ **વાર** મેં એને છોડી દીધો.

(૪) **આ** હું ચાલ્યો.

(૫) એ **કાંઈનું કાંઈ** કરશે.

(૬) **એવું** કોઈ ચિત્રપટ નથી જે મેં જોયું ન હોય.

(૭) **એવા શા** ખબર આવ્યા છે કે **જેથી** તમે આટલા ગભરાઈ ગયા છો ?

(૮) તમે ન આવ્યા હોત તો **શુંનું શું** થઈ જાત.

(૯) તેઓ **પોતાની જાતને** પણ ભૂલી ગયા.

(૧૦) મેં એને સંપૂર્ણ સૂચનાઓ આપી હતી, **એટલે સુધી કે...**

## પ્રકરણ ૭ મું

# પરિચિત હિંદી વ્યાકરણ

વ્યાકરણનો મૂળ હેતુ ભાષાની રચના સમજવાનો છે. અને વ્યાકરણની મદદથી માતૃભાષાની રચના સમજવાથી બીજી કોઈ પણ ભાષાની રચના શીખવી સહેલી પડે છે. ખાસ કરીને જે પરભાષાની રચના માતૃભાષાની રચનાથી ઘણી રીતે જુદી પડતી હોય, એવી ભાષા શીખતી વખતે વ્યાકરણના પારિભાષિક શબ્દોના ઉપયોગથી થોડા શબ્દોમાં ઘણી વાત કરી શકાય છે. મોટે ભાગે અંગ્રેજી ભાષા શીખતી વખતે આપણે વ્યાકરણનો આ રીતનો ઉપયોગ કરીએ છીએ, અને અંગ્રેજી શીખવાની 'પાઠમાળા' વ્યાકરણના આ ઉપયોગનો એક નમૂનો છે.

પરંતુ હિંદી ભાષાની વાત જુદી જ છે. ગુજરાતી અને હિંદીની રચના એકબીજીને મળતી અને સમાંતર હોવાથી આપણને હિંદી શીખતી વખતે વ્યાકરણની બહુ જરૂર પડતી નથી. જેમકે, "હું જઈશ = मैं जाऊँगा" આમ સીધી રીતે શીખવવાને બદલે આપણે વ્યાકરણની પરિભાષામાં વાત કરીએ કે "હિંદીમાં ભવિષ્યકાળનો પ્રત્યય गा છે, અને પહેલા પુરૂષ એકવચનમાં એની પહેલાં ऊ મૂકાય છે." તો ઊલટું અઘરું બની જાય છે. આથી આ પુસ્તકમાં બન્યું છે ત્યાં સુધી વ્યાકરણની પરિભાષાનો ઉપયોગ નથી કર્યો.

તેમ છતાં એવા કેટલાક વાચકો હોય છે જેમને વ્યાકરણ જાણ્યા વિના ચેન પડતું નથી. ભાષાનો મુખ્ય હેતુ વિચાર દર્શાવવાનો છે એ ભૂલી જઈને તેઓ ભાષાના અભ્યાસને એક ભુલભુલામણીનું સ્વરૂપ આપવા પ્રયાસ કરતા હોય છે. અને આવા માણસોના આવા માનસને

પરિણામે જ આપણા ઘણાય પરીક્ષા માટેના પ્રશ્નપત્રોમાં હિંદી–ગુજરાતીના પરસ્પર અનુવાદના જ પ્રશ્નોને બદલે વ્યાકરણની આંટીઘુંટી પૂછતા પ્રશ્નો પણ આવે છે. આ પુસ્તકના કોઈ વાચકને આવી કોઈ પરીક્ષા માટે તૈયારી કરવી હોય ત્યારે એ પરીક્ષકની આ ધૂનને સંતોષવાને ખાતર તેણે વ્યાકરણ જાણવાની જરૂર ઉભી થાય છે. અને એવે વખતે કામ આવવા માટે જ આ પ્રકરણ છે. બાકી જેઓ માત્ર શોખથી ભાષા શીખવાના હેતુથી જ આ પુસ્તક વાંચતા હોય તેમને આ પ્રકરણ બહુ જરૂરનું નથી.

હવે હિંદી ભાષાનું આખું વ્યાકરણ જોઈએ તો તે ગુજરાતી ભાષાના વ્યાકરણ જેટલું જ વિશાળ અને સુવ્યવસ્થિત છે. પરંતુ બન્નેમાં વ્યાકરણની રચના લગભગ એકસરખી છે, તેથી વ્યાકરણમાંના પારિભાષિક શબ્દોની વ્યાખ્યાઓ તથા ઉદાહરણોની આપણે જરૂર રહેતી નથી. માત્ર ગુજરાતીમાં જેને આપણે 'સમૂહવાચક નામ' કહીએ છીએ તે વસ્તુને હિંદી વ્યાકરણકારોએ શું નામ આપ્યું છે એટલું જાણીએ એટલે બસ થાય છે. અને બાકી તો ગુજરાતી વ્યાકરણ કરતાં હિંદી વ્યાકરણ જયાં ખાસ જુદું પડતું હોય એ મુદ્દાઓ આપણે જોઈ જવા પડે તેમ છે.

આથી આ પ્રકરણમાં ગુજરાતી અને હિંદી વ્યાકરણના પારિભાષિક શબ્દો જ માત્ર આપ્યા છે. ઉપર ગુજરાતી તથા નીચે હિંદી આપ્યા છે. અને હિંદીમાં જે વસ્તુ માટે ગુજરાતીને મળતી જ સંજ્ઞા છે ત્યાં ફરીથી તે ન લખતાં ,, આ ચિહ્નથી ચલાવી લીધું છે. અને જયાં એક ભાષામાં કોઈ સંજ્ઞા હોય તેને મળતી બીજી ભાષામાં ન હોય ત્યાં × આમ ચોકડી મૂકેલી છે. આ યોજનાથી હિંદી વ્યાકરણમાં જે નવું શીખવાનું છે તે પ્રથમ નજરે દૃષ્ટિએ પડશે, અને તેથી ટૂંક સમયમાં શીખી લઈ શકાશે.

આ ઉપરાંત જે જે પ્રસંગે ગુજરાતી તથા હિંદી વ્યાકરણમાં અસમાનતા છે તે બધી નીચે ફુટનોટમાં સમજાવી છે. એથી જ્યાં એવી સમજણ ન આપી હોય ત્યાં ગુજરાતી વ્યાકરણની વિશેષતાઓ લાગુ પડે છે એમ સમજી લેવું. આમ ટૂંકી રીતે બધી વસ્તુ આપેલી હોવાથી બસો પાનામાં જે વ્યાકરણ આપી શકાય તે અહીં એક જ પ્રકરણમાં મૂકી શકાયું છે.

સંભવ છે કે કેટલાક વાચકોને ગુજરાતી ભાષાનું જ પૂરું વ્યાકરણ ન આવડતું હોય. પણ તો તો બહુ સારી વાત છે. કેમકે જો તમે ગુજરાતી ભાષાનું વ્યાકરણ જાણતા ન હો, અને છતાં શુદ્ધ રીતે ગુજરાતી બોલી શકતા હો, તો પછી હિંદી ભાષાના વ્યાકરણના જ્ઞાન વિના પણ તમે હિંદી બોલી શકશો, આ વિચારે તમને વધુ બળ મળશે. આમ એ અજ્ઞાનને કયી રીતે તમે જુઓ છો એ જ મહત્ત્વનો પ્રશ્ન છે.

## ગુજરાતી-હિંદી વ્યાકરણોની પરિભાષા

| વ્યાકરણ | વાક્ય | શબ્દ | અક્ષર | લિપિ | સ્વર | વ્યંજન |
|---|---|---|---|---|---|---|
| ,, | ,, | ,, | वर्ण | ,, | ,, | ,, |

| સ્વર | હ્રસ્વ | દીર્ઘ | પ્લુત | અનુસ્વાર | વિસર્ગ |
|---|---|---|---|---|---|
| ,, | लघु | गुरु | ,, | ,, | ,, |
| | સવર્ણ | અસવર્ણ | સંધિસ્વર | | (ક) |
| | ,, | ,, | ,, | | चंद्रबिंदु–अर्धचंद्र |

| (ખ) | કાનો | સ્વરચિહ્ન | માથું |
|---|---|---|---|
| बिंदी | पाई | मात्रा | सिर–शिरोरेखा |

(ક) गाँव આ શબ્દમાં અસ્પષ્ટ અનુસ્વારનો ઉચ્ચાર દર્શાવતું ચિહ્ન એ ચંદ્રબિંદુ કહેવાય છે.

(ખ) लड़का આ શબ્દમાં ड़ નીચે મૂકેલ છે તે બિંદી કહેવાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| **વ્યંજન** | કંઠ્ય | તાલવ્ય | મૂર્ધન્ય | દંત્ય | ઓષ્ઠ્ય | અનુનાસિક |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| | સ્પર્શ | અન્તઃસ્થ | ઉષ્માક્ષર | ઘોષ | અઘોષ | વર્ગીય |
| | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| | અલ્પપ્રાણ | મહાપ્રાણ | (ગ) | રેફ | | |
| | ,, | ,, | हल् | ,, | | |
| **સંધિ** | સ્વરસંધિ | વ્યંજનસંધિ | વિસર્ગસંધિ | ગુણ | વૃદ્ધિ | (ઘ) |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | यण् |
| **નામ** | સંજ્ઞાવાચક | જાતિવાચક | સમૂહવાચક | દ્રવ્યવાચક | ભાવવાચક | |
| **संज्ञा** | व्यक्तिवाचक | ,, | (ઙ) | | ,, | |
| **જાતિ** | નરજાતિ | નાન્યતરજાતિ | નારીજાતિ | તત્સમશબ્દ | તદ્ભવશબ્દ | |
| **लिंग** | (ચ) पुल्लिंग | | स्त्रीलिंग | ,, | ,, | |

સામાન્ય જાતિ
उभयलिंग

(ગ) વ્યંજન અર્ધો બતાવવા માટે નીચે દોરાતી લીટી. જેમકે 'पश्चात्' શબ્દમાં त નીચે છે તે हल् કહેવાય છે.

(ઘ) 'ઈતિ+આદિ=ઈત્યાદિ' આ શબ્દમાં સંધિનો જે ફેરફાર થયો છે તે यण् કહેવાય છે.

(ઙ) જાતિ – સમૂહ – દ્રવ્ય વાચક એ ત્રણે પ્રકાર હિંદીમાં जातिवाचक માં સમાવવામાં આવે છે.

(ચ) ગુજરાતીના નરજાતિ તથા નાન્યતરજાતિ એ બન્ને પ્રકારના શબ્દો માટે હિંદીમાં માત્ર पुल्लिंग એ એક જ જાતિ છે. એટલે ટૂંકામાં ગુજરાતીના નાન્યતર જાતિના શબ્દોને પણ હિંદીમાં નરજાતિના ગણવા. આ સિવાય કોઈ કોઈ પ્રસંગે એવું બને છે કે કોઈ શબ્દ ગુજરાતીમાં નરજાતિમાં હોય તે હિંદીમાં નારીજાતિમાં હોય. પણ એવા પ્રસંગો બહુ જુજ છે એટલે એની ચિંતા કરવા જેવું નથી.

| **વચન** | **એકવચન** | **બહુવચન** | **માનાર્થે બહુવચન** |
|---|---|---|---|
| " | " | " | आदर के लिये ब० |

**વિભક્તિ** વિભક્તિના પ્રત્યય (છ)
**कारक** विभक्तियाँ

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| કર્તા | કર્મ | કરણ | સંપ્રદાન | અપાદાન | સંબંધ | અધિકરણ | સંબોધન |
| कर्त्ता | " | " | " | " | " | " | " |

(છ) ગુજરાતી ભાષામાં વિભક્તિના પ્રત્યયો જે જે અર્થમાં વપરાય છે તે તે અર્થમાં તેને મળતા પ્રત્યયો હિંદીમાં પણ વપરાય છે. માત્ર નીચે જણાવેલા ઉપયોગોમાં બન્ને ભાષાઓમાં તફાવત છે. ખ્યાલમાં રહે હિંદીમાં વિભક્તિના પ્રત્યયો સર્વનામોને જોડીને અને નામથી જૂદા લખાય છે.

હું **આ તમને** આપીશ = मैं **इसे तुम को** दूँगा।
અહીંથી રણ **ચાર ગાઉ** છે = रेगिस्तान यहां से **चार कोस** पर है।
અહીંથ **ચાર ગાઉ** રણ છે = यहाँ से चार **कोस तक** रेगिस्तान है।
તે **સ્વભાવે** નરમ છે = वह **स्वभाव का** नरम है।
**તેને** બે પુત્ર છે = **उसके** दो पुत्र हैं।
ઘણે **વર્ષે** તેનું કામ પાર પડ્યું = बहुत **वर्षों के बाद** उसका काम ख़तम हुआ।
ઘઉં બે **રૂપીએ** મણ મળે છે = गेहूँ दो **रुपये में (के)** मन मिलते हैं।
**તેનાથી** આ કામ થાય તેમ નથી = **उससे** यह काम नहीं हो सकेगा।
દુઃખનો **માર્યો** = दुःख **का मारा**, **मारा** दुःख **का**
**તેને** માથે બહુ ભાર છે = उसके **सिर पर** खब भार है।
આ **ડાળીએ** બહુ પાંદડાં છે = इस **डाली पर** बहुत पत्ते हैं।
તેઓ પોતપોતાને **ઠેકાણે** ગયાં = वे आप अपने **ठिकाने पर** गए।
**જતે દહાડે** તે હોશિયાર થયો = **दिन जाते** वह क़ाबिल हुआ।
તે **અગાસીએથી** પડી ગયો = वह **छत से** गिर पड़ा।

સર્વનામ પુરુષવાચક દર્શક સાપેક્ષ પ્રશ્નાર્થક સ્વવાચક
,, ,, निश्चयवाचक संबंधवाचक प्रश्नवाचक निजवाचक

અનિશ્ચિત અન્યોન્યવાચક
अनिश्चयवाचक × (ज)

વિશેષણ વિશેષ્ય વિકારી અવિકારી વિશેષણરૂપ સર્વનામ
,, ,, ,, ,, सर्वनामिक विशेषण

ગુણવાચક સંખ્યાવાચક ક્રિયાવાચક
,, ,, × (ઝ)

નિશ્ચિત સંખ્યા વા૦ અનિશ્ચિત સંખ્યા વા૦ સંખ્યા ક્રમવાચક
,, ,, गणनावाचक

સંખ્યાંશવાચક સંખ્યાક્રમપૂરક સં. આવૃત્તિવાચક
पूर्णांकबोधक अपूर्णांकबोधक क्रमवाचक ,,

સં. સમૂહવાચક અનુવાદ્ય વિધેય × (ટ)
समुदायवाचक × (ઞ) × (ઞ) परिमाणबोधक

---

(જ) 'એક બીજાને' આ જાતનાં સર્વનામ હિંદીમાં બે જુદા જુદા શબ્દ ગણી લેવાય છે એટલે એ સર્વનામ માટે ખાસ શબ્દ યોજવાની જરૂર રહેતી નથી.

(ઝ) 'ફરતું', 'દોડતું', 'આવેલું' વગેરે ક્રિયાપદો ઉપરથી બનતાં વિશેષણો ગુજરાતી વ્યાકરણમાં ક્રિયાવાચક વિશેષણો તરીકે ગણાવવામાં આવે છે. હિંદીમાં તેને કૃદંતના પેટામાં જ ગણેલાં છે.

(ઞ) 'આ ચિત્ર સુંદર છે.' 'આ સુંદર ચિત્ર મને ગમે છે.' આ બે વાક્યોમાં 'સુંદર' શબ્દ પહેલા વાક્યમાં 'વિધેય' તથા બીજામાં 'અનુવાદ્ય' વિશેષણ કહેવાય છે. હિંદીમાં પણ વિશેષણનો ઉપયોગ આની પેઠે જ નામની પહેલાં અને પછી થાય છે, પણ એના પ્રકારની ઝીણવટ માટે હિંદી વ્યાકરણકારોએ પરિભાષા યોજેલી નથી.

(ટ) 'ઘણું', 'થોડું', 'અધૂરું' ઇ. પરિમાણ બતાવનારાં વિશેષણો માટે હિંદીમાં परिमाणबोधक એ સંજ્ઞા છે. ગુજરાતીમાં એ બધાંને 'અનિશ્ચિત સંખ્યાવાચક'ના પેટામાં મૂકવામાં આવે છે.

| | તુલનાવાચક રૂપો | અધિકતાવાચક રૂપ | શ્રેષ્ઠતાવાચક રૂપ |
|---|---|---|---|
| | तुलना द्योतक अवस्थाएँ | उत्तरावस्था | उत्तमावस्था |

| વાચ્ય | કર્તૃવાચ્ય | કર્મવાચ્ય | ભાવવાચ્ય |
|---|---|---|---|
| ,, | ,, | ,, | ,, (૭) |
| પ્રયોગ | કર્તરીપ્રયોગ | કર્મણીપ્રયોગ | ભાવેપ્રયોગ |
| ,, | ,, | ,, | ,, |

| ક્રિયાપદ | કર્તા | કર્મ | અકર્મક | સકર્મક | દ્વિકર્મક | પ્રધાનકર્મ | ગૌણકર્મ |
|---|---|---|---|---|---|---|---|
| क्रिया | कर्त्ता | ,, | ,, | ,, | | मुख्य | ,, |

| અપૂર્ણક્રિયાવાચક | ક્રિયાપૂરક | સાહાય્યકારક |
|---|---|---|
| अपूर्ण अकर्मक क्रिया | पूर्त्ति | सहकारी क्रिया |
| સંયુક્ત | ભાવકર્તૃક | × |
| ,, | (૮) | सजातीय क्रिया (૯) |

(૭) सीता ने सखियों को बुलाया = સીતાએ સખીઓને બોલાવી.—આ વાક્યમાં ગુજરાતીમાં કર્મવાચ્ય કર્મણી પ્રયોગ ત્યારે હિંદીમાં કર્તૃવાચ્ય ભાવે પ્રયોગ ગણાય છે. અને આ જ પ્રમાણે ગુજરાતી વ્યાકરણમાં વાચ્ય અને પ્રયોગ એક જ નામનાં ગણાય છે, પણ હિંદી વ્યાકરણમાં વાચ્યને ક્રિયાનાથ ઉપરથી અને પ્રયોગને ક્રિયાપદના સ્વરૂપ ઉપરથી નક્કી કરવામાં આવે છે; અને તેથી હિંદીમાં 'કતૃવાચ્ય કર્મણી પ્રયોગ' આવા પ્રકાર પણ થઈ શકે છે. આ વસ્તુને ભાષાની શુદ્ધિ સાથે ઓછો સંબંધ છે; માત્ર વિભાગીકરણનો જ આ તફાવત છે. તેથી તેમાં બહુ ઊંડા ઊતરવા જરૂર નથી.

(૮) ગુજરાતીમાં 'ભાવકર્તૃક ક્રિયાપદ' છે એને હિંદીમાં જુદા વર્ગમાં ગણવામાં આવતું નથી, પણ સામાન્ય રીતે બીજાં એવાં ક્રિયાપદોની માફક તેને અકર્મક ગણી લેવામાં આવે છે.

(૯) लड़का खेल खेल रहा है। આવાં ક્રિયાપદો જેમાં કર્મના અર્થનું ક્રિયાપદ પણ સાથે આવતું હોય તેને હિંદીમાં सजातीय क्रिया કહે છે.

| | | | | |
|---|---|---|---|---|
| **અર્થ** | સ્વાર્થ | આજ્ઞાર્થ વિધ્યર્થ | સંકેતાર્થ / સંશયાર્થ | (ણ) ક્રિયાતિપત્ત્યર્થ |
| ,, | निश्चयार्थ | ,, | संभावनार्थ / संदेहार्थ | संकेतार्थ |

| | | | |
|---|---|---|---|
| **કાળ** – | વર્તમાન | ભૂત | ભવિષ્ય |
| **काल**(ત) | ,, | ,, | भविष्यत् |

| | | | |
|---|---|---|---|
| શુદ્ધવર્તમાન | અપૂર્ણવર્તમાન | પ્રથમ પૂર્ણવર્તમાન | દ્વિતીય પૂર્ણવર્તમાન |
| × | सामान्य वर्तमान | पूर्ण वर्तमान | |

---

(ણ) ગુજરાતીમાં સંકેતાર્થનાં બે રૂપ છે: 'હું આવતો હોઉં'–'હું આવતો હોઇશ'. 'આમાંનું 'હોઉં' વાળું રૂપ હિંદીમાં संभावनार्थ માં ગણાય છે, અને 'હોઇશ' વાળા રૂપને संदेहार्थ નામ આપેલું છે.

(ત) કાળોના વર્ગીકરણમાં ગુજરાતી અને હિંદીમાં બહુ ભેદ છે. અને તેનાં કારણો નીચે મુજબ છે.

(૧) ગુજરાતીમાં આવ્યો–આવેલો આ બે રૂપો હોવાને અંગે પૂર્ણ કાળોનાં પ્રથમ–દ્વિતીય એ બે પ્રકાર બને છે. પણ હિંદીમાં એ બન્ને માટે आया એ એક જ રૂપ હોવાથી પૂર્ણકાળોનો અકેક પ્રકાર જ શક્ય છે.

(૨) ગુજરાતીમાં 'ઇચ્છાવાચક' કાળો છે તે વસ્તુઃ 'જવાનો–જનાર' એ કૃદંતોના ઉપયોગથી બને છે. હિંદીમાં એ કૃદંતોને कर्तृवाचक संज्ञा તરીકે ગણી કાઢયાં એટલે પછી તે સાદા કાળમાં સમાઈ જાય છે.

(૩) ગુજરાતીમાં જે નિયમિત ભૂતકાળ છે તે હિંદીમાં સદંતર નથી. પણ એ ભાવ બતાવવા અપૂર્ણભૂત જ વપરાય છે.

(૪) ગુજરાતીમાં શુદ્ધ વર્તમાનનું જે સ્વરૂપ છે તે વસ્તુતઃ સંકેતાર્થને મળતું જ છે, અને તેથી હિંદીમાં તેને 'સંભાવ્ય ભવિષ્યત્' સાથે ગણી લીધેલ છે.

ઇચ્છાવાચક વર્તમાન
×

| પ્રથમ શુદ્ધ ભૂત | દ્વિતીય ભૂત | નિયમિત ભૂત | અપૂર્ણ ભૂત |
|---|---|---|---|
| सामान्य भूत | × | × | ,, |

(૫) ગુજરાતીમાં કાળ અને અર્થ બન્નેને જુદાં જુદાં રાખવામાં આવે છે, પણ હિંદીમાં અર્થ પરત્વે થતાં રૂપાંતરોને પણ કાળમાં ગણી તેને કાળસૂચક નામ આપવામાં આવ્યાં છે; અને તેથી संभाव्य, संदिग्ध ઈ. પ્રકારના પૂર્ણ અને અપૂર્ણ કાળોના પ્રકાર બને છે. તે નીચે મુજબ :

संभाव्य वर्तमान = સંકેતાર્થ અપૂર્ણ વર્તમાન
संभाव्य भूत = સંકેતાર્થ પ્રથમ પૂર્ણ વર્તમાન
संभाव्य भविष्यत् = સ્વાર્થ શુદ્ધ વર્તમાન
संदिग्ध वर्तमान = સંકેતાર્થ અપૂર્ણ વર્તમાન
संदिग्ध भूत = સંકેતાર્થ પ્રથમ પૂર્ણ વર્તમાન
प्रत्यक्ष विधि = સંકેતાર્થ શુદ્ધ વર્તમાન
परोक्ष विधि = વિધ્યર્થ શુદ્ધ વર્તમાન
सामान्य संकेतार्थ = ક્રિયાતિપત્ત્યર્થ નિયમિત ભૂત
अपूर्ण संकेतार्थ = ક્રિયાતિપત્ત્યર્થ પ્રથમ પૂર્ણભૂત
पूर्ण संकेतार्थ = ક્રિયાતિપત્ત્યર્થ દ્વિતીય પૂર્ણભૂત

(૬) ગુજરાતીમાં 'તે ચાલે છે', 'તે ચાલી રહ્યું છે' આ બે રૂપોને માટે કાળનાં જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં નથી. પણ હિંદીમાં તેને અનુક્રમે 'સામાન્ય' અને 'અપૂર્ણ' રૂપો ગણેલાં છે.

(૭) ગુજરાતીમાં 'તું કર' અને 'તું કરજે' આ બે આજ્ઞાર્થમાં ભેદ ગણવામાં આવતો નથી, ત્યારે હિંદીમાં તે અનુક્રમે 'પ્રત્યક્ષ' અને 'પરોક્ષ' આજ્ઞાર્થ કહેવાય છે.

| પ્રથમપૂર્ણ ભૂત | દ્વિતીયપૂર્ણ ભૂત | ઇચ્છાવાચક ભૂત |
|---|---|---|
| पूर्ण भूत | | × |

शुद्ध ભવિષ્ય
सामान्य भविष्यत्

| ધાતુ | મૂળ ધાતુ | સાધિત ધાતુ | પ્રયોજક (પુનઃ સાધિત) ધાતુ | નામધાતુ |
|---|---|---|---|---|
| ,, | ,, | प्रथम प्रेरणार्थक धातु | द्वितीय प्रेरणार्थक धातु | ,, |

| કૃદન્ત | સામાન્ય કૃ. | વર્તમાન કૃ. | ભૂત કૃ. |
|---|---|---|---|
| ,, | क्रियार्थक संज्ञा | वर्तमानकालिक कृ. | भूतकालिक कृ. |

| ભવિષ્ય કૃ. | અવ્યયરૂપ ભૂત કૃ. |
|---|---|
| कर्तृवाचक संज्ञा | पूर्वकालिक कृ. |

| × (थ) | × (द) | × (ध) |
|---|---|---|
| तात्कालिक कृ. | अपूर्णक्रियाद्योतक कृ. | पूर्णक्रियाद्योतक कृ. |

| અવ્યય | ક્રિયાવિશેષણ | નામયોગી | ઉભયાન્વયી | કેવળપ્રયોગી |
|---|---|---|---|---|
| ,, | ,, | संबंधसूचक | समुच्चय-बोधक | विस्मयादि-बोधक |

| પૂર્વંગ ઉપસર્ગ | તદ્ધિત | કૃત્ | પ્રત્યય |
|---|---|---|---|
| ,, | ,, | कृदंत प्रत्यय | ,, |

---

(थ) चलते ही = ચાલતાં જ : तात्कालिक कृ.
(द) चलते हुए = ચાલતાં ચાલતાં : अपूर्ण क्रियाद्योतक कृ.
(ध) चले हुए = ચલ્યાને : पूर्ण क्रियाद्योतक कृ.

(ઉપરનાં ત્રણ કૃદંતોને ગુજરાતીમાં સામાન્ય કૃદંતના પ્રકાર જ માત્ર ગણવામાં આવે છે.)

| સમાસ | તત્પુરુષ | દ્વંદ્વ | બહુવ્રીહિ | અવ્યયીભાવ | ઈ. |
|---|---|---|---|---|---|
| ,, | ,, | ,, | ,, | ,, | ,, |

| વાક્યરચના | અન્વય | પદક્રમ |
|---|---|---|
| ,, | ,, | ,, |

| વાક્યપ્રથક્કરણ | પ્રતિજ્ઞાવાચક | આજ્ઞાર્થક | × (ન) |
|---|---|---|---|
| ,, | विधानार्थक—प्रश्नार्थक | ,, | निषेधवाचक |

| સંશયાર્થક | વિધ્યર્થક | ક્રિયાતિપત્ત્યર્થ |
|---|---|---|
| संदेहसूचक | ईच्छाबोधक | संकेतार्थ |

| ઉદ્દેશ્ય | વિધેય | ઉદ્દેશ્યવર્ધક | વિધેયવર્ધક | પૂરક |
|---|---|---|---|---|
| ,, | ,, | ,, | विधेय विस्तारक | पूर्ति |

| સાદું વાક્ય | મિશ્ર વાક્ય | સંયુક્ત વાક્ય | ગૌણ વાક્ય |
|---|---|---|---|
| साधारण वाक्य | ,, | ,, | उपवाक्य |

(ન) નકાર બતાવતા વાક્યને ગુજરાતીમાં 'પ્રતિજ્ઞાવાચક'ના પેટામાં સમાવવામાં આવે છે. ત્યારે હિંદીમાં તેને માટે निषेधवाचकનો જુદો જ પ્રકાર ગણેલો છે.

# પ્રશ્નો ૭

[૧] હિંદી અને ગુજરાતી વ્યાકરણમાં એકસરખા અર્થમાં વપરાતા થોડા પારિભાષિક શબ્દો આપો.

[૨] નીચેનાં માટે હિંદીમાં કયા પારિભાષિક શબ્દો છે?

કાનો, માથું, નારી જાતિ, વિભક્તિ, સંજ્ઞાવાચક નામ, સ્વવાચક સર્વનામ, શ્રેષ્ઠતાવાચક રૂપ, સાહાય્યકારક ક્રિયાપદ, ભવિષ્ય કાળ, સામાન્ય કૃદંતનામ, ભવિષ્ય કૃદંત, ઉભયાન્વયી, નામયોગી, ક્રિયાતિપત્યર્થ, વિધ્યર્થ શુદ્ધ વર્તમાન.

[૩] હિંદી વ્યાકરણમાં નવી જ નજરે પડતી થોડી પારિભાષિક સંજ્ઞાઓ ગણાવો.

[૪] હિંદી વ્યાકરણ નીચેની બાબતોમાં ગુજરાતી વ્યાકરણથી શી રીતે જુદું પડે છે?:

(ક) જાતિના વર્ગીકરણમાં

(ખ) વિભક્તિઓના અર્થમાં

(ગ) ક્રિયાપદોના કાળની વહેંચણીમાં

તૈયાર થાય છે

## ગુજરાતમાં પ્રચલિત ૧૪૦૦૦ હિંદી શબ્દો

આપણી ભાષામાં હિંદી ભાષાને સામાન્ય હોય એવા અનેક શબ્દો છે, કેમકે બન્ને ભાષાઓ એક જ કુટુંબની છે. એ શબ્દો પૈકી દસ હજાર તો જેવા ગુજરાતીમાં છે તેવા જ હિંદીમાં છે, અને ચારેક હજાર જરા જુદા ઝોકથી બોલાય છે. એવા બધા શબ્દોને આ પુસ્તકમાં જુદા જુદા સંગ્રહ્યા છે.

જેઓ ભાષાનું સંશોધન કરી રહ્યા હોય તેમને, શિક્ષકોને, હિંદી માટે પાઠયપુસ્તક લખનારાઓને, તેમ જ સામાન્ય વાંચકવર્ગને એમ બધાને આ પુસ્તક અત્યંત ઉપયોગી થશે.

પુસ્તક તૈયાર જ છે. માત્ર પ્રેસમાં મોકલવાની ઢીલ છે.

## વાત કરતામાં બંગાળી

હિંદુસ્થાનની મુખ્ય પ્રાંત ભાષાઓમાં બંગાળી ભાષાનું સ્થાન અજોડ છે. બંગાળીનું સાહિત્ય ખૂબ વિકસેલું છે, અને અનેક બંગાળી પુસ્તકો ગુજરાતીમાં ઉતરવા માંડયાં છે. વળી કલકત્તા અને એની આસપાસનો પ્રદેશ આપણા ગુજરાતીઓની હાટા શેરી જેવો બની ગયો છે. એટલે સાહિત્યની દૃષ્ટિએ તેમ જ વેપાર કે મુસાફરીની દૃષ્ટિએ આ ભાષાનો સંપર્ક સાધવા જેવો છે.

પરંતુ એ ભાષા શીખવામાં કેટલીક મુખ્ય મુશ્કેલીઓ પડે છે, જેની એ ભાષા શીખવાના અનુભવમાંથી પસાર થઇ ગયેલાને જ ખ્યાલ આવે. આ પુસ્તકના લેખક એ બધી મુશ્કેલીઓમાંથી પસાર થઇ ગયેલ છે. અને તેથી જેમ હિંદી માટે આ પુસ્તકમાં નવીજ શૈલીનો આશ્રય લેવાયો છે, તેમ આ બંગાળી માટેના પુસ્તકમાં પણ એ ભાષાને અનુકૂળ આવે એવી તદ્દન નવી જ પદ્ધતિ યોજવામાં આવી છે. શૈલી એવી સરળ છે કે ધંધામાં પરોવાયેલા અને કંટાળેલા માણસોને પણ એમાં રસ પડે. અને છતાં રજૂઆત એવી સચોટ છે કે હંમેશ દસ મિનિટ વાંચતાં ત્રણ ચાર માસે એ ભાષાનાં નોવેલો વાંચી શકાય.

આ પુસ્તક અત્યારે તૈયાર થઈ રહ્યું છે.

ઉપરનાં બન્નેમાંથી કયું પુસ્તક પહેલું પ્રસિદ્ધ કરવું એનો આધાર ગ્રાહકોની માગ ઉપર હોવાથી વાચકોને પોતાના ઓર્ડરો અગાઉથી નોંધાવવા વિનંતી છે. અગાઉથી થનાર ગ્રાહકોને પુસ્તકો પ્રકટ થયે પોણી કિંમતે અને પોસ્ટેજ માફથી વી. પી. થી મોકલાશે. ગ્રાહકોએ પુસ્તક જ્યારે પ્રકટ થાય ત્યારે વી. પી. છોડાવવાનું વચન આપવા સિવાય બીજુ કાંઈ જ કહેવાનું કે આપવાનું નથી. દરેકની કિંમત રૂ. ૨ અને ૩ ની વચ્ચે રહેશે.

લખોઃ—હરિકૃષ્ણ વ્યાસ-લાઠી. ( કાઠિયાવાડ )

# વિભાગ ત્રીજો

## હિંદી ભાષાનો અભ્યાસ

[ સમય ૧૨ દિવસ ]

હિંદી ભાષાનો વ્યવસ્થિત અભ્યાસ તમે આ ભાગમાં જ કરો છો. કુલ ૪ પ્રકરણ છે, અને દરેક પ્રકરણ સરાસરી ૩ દિવસમાં પૂરું કરવાનું છે. અને એ ૩ દિવસમાં ૨ દિવસ પ્રકરણ વાંચવાના અને ત્રીજો દિવસ દરેક પ્રકરણના અગત્યના મુદ્દા ગોખીને યાદ કરવાનો સમજવો. તમને આશ્ચર્ય થશે કે આટલા ટૂંકા સમયમાં બધું આવડી જશે? પણ હિંદીમાં વ્યવસ્થિત રીતે વસ્તુ રજૂ થાય તો શીખવાનું એટલું જ છે.

## પ્રકરણ ૮ મું

# હિંદી ભાષાના ચલણી સિક્કા

આપણે આ પહેલાંનાં પ્રકરણોમાં હિંદી ભાષાનાં આપણને પૂર્વપરિચિત હોય એવાં તત્ત્વોનું અવલોકન કરી ગયા છીએ. અને એટલા ઉપરથી વાચકે જોયું હશે કે ગુજરાતી ભાષાના ઘણાય શબ્દો, શબ્દસમૂહો, કહેવતો, તથા ભાષારચનાના પ્રકારો હિંદીમાં પણ જેવા ને તેવા જ છે. અને છતાં આપણે હિંદીમાં બોલવા પ્રયાસ કરીએ ત્યારે આપણી જીભ કોઈ અજાણ્યા તત્ત્વ આગળ અટકી પડે છે. આવાં અજાણ્યાં તત્ત્વોનો હવે આપણે અભ્યાસ કરવાનો બાકી રહે છે.

આ અપરિચિત તત્ત્વો બે પ્રકારમાં વહેંચાઈ જાય છે. એક પ્રકારમાં જરા જુદી રીતે રજૂ કરાતી ભાષાની ખાસિયતો કે શબ્દો આવે છે. અને બીજા પ્રકારમાં શબ્દોનાં વિવિધ રૂપાંતરો આવે છે. એ બન્નેનો આપણે આ અને આ પછીના પ્રકરણમાં અનુક્રમે અભ્યાસ કરીશું. એટલે આ બે પ્રકરણો આપણા અભ્યાસનાં અત્યંત મહત્ત્વનાં અંગો છે, તે સમજી શકાશે.

ભાષા રચનાના નવીન પ્રકારમાં ખાસ કરીને અપરિચિત અવ્યયો કે શબ્દોના ઉપયોગ કરવાની નવીન ઢબ આવે છે. અને આ પ્રકરણમાં આપણે તેનો જ અભ્યાસ કરવાનો છે.

એટલે આ નીચે આવા શબ્દો કે રચનાઓ વર્ગવાર આપેલ છે. દરેક વર્ગમાં ખાસ ધ્યાન ખેંચે એવા શબ્દોને ઉપયોગમાં કેમ લેવા તે પણ નમૂનાનાં વાકયોથી બતાવ્યું છે. અને જે શબ્દોના ઉપયોગનાં ઉદાહરણ ન આપ્યાં હોય, તે શબ્દો હિંદીમાં પણ ગુજરાતીની માફક જ વપરાય એમ સમજી લેવાનું છે.

આ પ્રકરણમાં અપાતો એકે એક શબ્દ અગર તો વાક્યરચનાનો પ્રકાર અત્યંત મહત્ત્વનો છે. માટે એમાંથી એક પણ ધ્યાન બહાર જવા દેવાનો નથી.

અહીં અપાતા શબ્દો પૈકી જે શબ્દો થોડી ઘણી નવીન રીતે વપરાય છે તેનાં જ ઉદાહરણ ભાષારચનાના નવીન પ્રકારોમાં આપ્યાં છે. એ ઉદાહરણોમાં જે શબ્દો વાપરી ન બતાવ્યા હોય તે તેને મળતા ગૂજરાતી શબ્દોની માફક જ વપરાય. આ પછી આવનારા હિંદી-ગૂજરાતી અનુવાદના પ્રકરણમાં એ બાકીના શબ્દોનાં ઉદાહરણો પણ શીખનારને મળી રહેશે.

## પ્રશ્ન પૂછવામાં ઉપયોગી શબ્દો

| | | | |
|---|---|---|---|
| ક્યાં? | कहां? | ક્યારે ય? | कभी? |
| ક્યારે? | कब? | કયાં-કોણ? | कौन? |
| કેવી રીતે? | कैसे? | શું? | क्या? |
| કેમ?-શી રીતે? | किस तरह? | [આ છેલ્લા બન્ને શબ્દનાં વિવિધ રૂપાંતરો થાય છે, તે આ પછીના પ્રકરણમાં આપ્યાં છે.] | |
| શા માટે? | क्यों? | | |
| કઈ તરફ? | किधर? | | |

## સ્થળ-કાળ-રીતના સંબંધ બતાવનારા શબ્દો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જ્યાં | जहाँ | ત્યાં | तहाँ | અહીં | यहाँ | પણે | वहाँ |
| જ્યારે | जब | ત્યારે | तब | અત્યારે | अब | | |
| જેવી રીતે | ज्यों | તેવી રીતે | त्यों | આવી રીતે | यों | | |
| જેમ | जैसे | તેમ | तैसे | આમ | ऐसे | એમ | वैसे |
| જેથી | जिसलिये | | | આથી | इसलिये | એથી | उसलिये |
| જે તરફ | जिधर | તે તરફ | तिधर | આ તરફ | इधर | ઓ તરફ | उधर |
| જ્યારે પણ | जभी | ત્યારે જ | तभी | અત્યારે જ | अभी | | |

## સ્થળ સૂચક શબ્દો

**પરિચિત :** (के) ऊपर, (के) नीचे, सर्वत्र, (के) समीप, (के) निकट, (से) अलग, (के) आरपार, (से) दूर, (की) तरफ़, (के) रूबरू, (के) नज़दीक, (के) आसपास.

**નવા શીખવાના :**

| | | | |
|---|---|---|---|
| ની આગળ | के आगे | ની જમણી તરફ | के दाहिने |
| ની પાછળ | के पीछे | ની ડાબી તરફ | के बाएँ |
| ને તળીએ | के तले | આ તરફ | इस तरफ |
| ની સામે | के सामने | પણે-પેલી જગ્યાએ | उस जगह |
| ની સાથે | के साथ | ના તરફ | की तरफ |
| ની બહાર | के बाहर | ,, | की ओर |
| ની અંદર | के भीतर | ને ઠેકાણે | की जगह |
| ની પાસે | के पास | ને ઘેર-ત્યાં | के यहाँ |
| થી છેટું-જુદું | से परे | ની વચ્ચે | के बीच में |

## સમય સૂચક શબ્દો

**પરિચિત :** आज, प्रथम, नित्य, सदा, सतत, निरंतर, बहुधा, प्रतिदिन, हररोज़, बाद.

**નવા શીખવાના :**

| | | | |
|---|---|---|---|
| કાલ | क़ल | છેવટે | निदान |
| પરમ દિવસ | परसों | આખરે | आख़िर |
| ફરીને-પછી | फिर | અંતે | अंत में |
| તુરત | तुरंत | વારંવાર | बार-बार, बारंबार |
| સવારે | सबेरे | ઘણું કરીને | बहुधा, अकसर |
| ની પહેલાં | के पहले | વારે ઘડીએ | घड़ि-घड़ि |
| ની પછી | के पीछे | કેટલીયે વાર | कई बार |

| | | | |
|---|---|---|---|
| ત્યાર બાદ | पश्चात्, अनंतर | જરાવાર પણ | पल भर भी |
| જ્યારે પણ | जब कभी | વાત વાતમાં | बात की बात में |
| ક્યારે ને ક્યારે | कभी न कभी | દરરોજ–અવાર નવાર | आये दिन |

## સાધન બતાવનારા શબ્દો

| | | | |
|---|---|---|---|
| ની મદદથી | के सहारे, की बदौलत | ની મારફત | की मारफत, के द्वारा |
| ને લીધે | के जरिए | | |

## વિષય સૂચક શબ્દો

| | | | |
|---|---|---|---|
| ની બાબતમાં | के बाबत | ને ભરોસે | के भरोसे |
| ના વિષયમાં | के विषय में | આ બાબતમાં | इस बारे में |

## હેતુ બતાવનારા શબ્દો

| | | | |
|---|---|---|---|
| ને લીધે | के लिये | ને કારણે | के कारण, के सबब |
| ને માટે | के वास्ते | ને અંગે | के हेतु, के निमित्त |
| ને ખાતર | की खातिर | ના માર્યા | के मारे, मारे...के |

## વિરોધ બતાવનારા શબ્દો

| | | | |
|---|---|---|---|
| થી વિરૂદ્ધ | के विरुद्ध | થી ઊલટું | से उलटा |
| નો વિરોધી | के खिलाफ | થી વિપરીત | से विपरीत |

## સંગાથ બતાવતા શબ્દો

| | | | |
|---|---|---|---|
| ની સાથે | के साथ, से | ને વશ | के वश |
| ની સંગાથે | के संग | ની સાથોસાથ | के साथ साथ |
| ના સહિત | के समेत, के सहित | એક સામટું | निपट |
| ને આધીન | के आधीन | | |

## અભાવ બતાવતા શબ્દો

| | | | |
|---|---|---|---|
| સિવાય-વગર | के सिवा, के सिवाय, सिवा...के | ના વગર | के बगैर |
| | | ને બદલે | के बदले, के पलटे |
| વિના-વગર | के बिना, बिना...के | ની જગ્યાએ | की जगह |
| રહિત | से रहित | | |
| ના સિવાય | के अलावा, के अतिरिक्त | ને છોડીને | को छोड़कर |

## સમાનતા બતાવતા શબ્દો

| | | | |
|---|---|---|---|
| ના જેવું | के समान, के तुल्य, के सदृश | ને લાયક | के योग्य, के लायक |
| ની પેઠે | की तरह | ના પ્રમાણે | के अनुसार, के बमूजिब, के मुताबिक |
| ની માફક | की नाईं, की भाँति | | |
| ને મળતું | के बराबर, के अनुरूप, सरीखा, सा | ને અનુકૂળ | के अनुकूल |

## સરખામણી કરવામાં ઉપયોગી શબ્દો

| | | | |
|---|---|---|---|
| ના કરતાં | से, की अपेक्षा, के बनिस्बत | ના કરતાં ક્યાંય | से कहीं, से बढ़कर |
| | | સૌથી | सबसे |
| ના કરતાં વધારે | से ज्यादा, से अधिक | સારામાં સારૂં | अच्छे से अच्छे |
| ના કરતાં ઓછું | से थोड़ा, से कम | | |

## પરિમાણ બતાવનારા શબ્દો

**પરિચિત :** बिलकुल, लगभग, केवल, बस, बराबर, ठीक.

મિત્રો સાથે તેનો પરિચય કરાવતા કે **આ** મિસ્ટર પ્રભાકર એમ. એ; બી. એલ. છે.

उसका परिचय कराते कि **आप** मिस्टर प्रभाकर एम्. ए. बी. ऐल् हैं।

થોડી વાર વિચાર કર્યા પછી બહાર **આવવા માગતાં** આંસુને રોકીને તેણે કહ્યું, "તું ગમે તે પૂછે, મારાથી **'ના' પાડી શકાય તેમ નથી.**"

कुछ देर सोचने के बाद बाहर **आना चाहनेवाले** आँसू को रोक उसने कह दिया— तुम कुछ भी पूछो, मुझसे **'नहीं' करते नहीं बनता।**

વાર્તા જ સાહિત્યનું **મૂળ** કે મેરુદંડ છે.

कहानी ही साहित्य की **बुनियाद** या रीढ़ है।

મહાકાવ્ય, નાટક કે નવલકથા **ગમે તે હોય, પણ વાર્તાનો આશ્રય લીધા વગર** એનું કામ ચાલી શકતું નથી.

महाकाव्य, नाटक या उपन्यास **कुछ भी हो, बिना कहानी का सहारा लिये** उसका काम नहीं चल सकता।

પણ આ યુગની વાર્તા—ટૂંકી વાર્તા—બધા દેશોમાં **પોતપોતાની** ખાસિયત લઈને ઉત્પન્ન થઈ.

मगर इस ज़माने की कहानी—छोटी कहानी-सभी देशो में **अपनी-अपनी** खासियत लेकर पैदा हुई।

**આ સિવાય** ગીતોની માફક **ગાઈ શકાય તેવી** "બાલ નાગમ્મા કથા", "બોબ્બિલિ કથા" આદિ કથાઓ પણ ખૂબ લોકપ્રિય થઈ.

**अलावा इसके** गीतों के रूप में गाई जानेवाली—'बाल नागम्मा कथा', 'बोब्बिलि कथा' आदि कथाएँ भी बहुत लोकप्रिय हुईं।

પણ એ લોકોનો ઉદ્દેશ વાર્તાઓ મારફત સમાજસુધારો કરવાનો હતો, એ ઉપરાંત ભાષા પણ ગ્રાંથિક (જટિલ પુરાણા ગદ્યની ) હતી.

मगर उन लोगों का उद्देश्य कहानियों के जरिये समाज–सुधार था, इसके अलावा भाषा भी 'ग्रांथिक' (जटिल पुराना गद्य) थी।

મેં હમેશાં હવાખાવાને બહાને ગોદાવરીને કિનારે કિનારે એ ગામમાં જવાનો શિરસ્તો ચાલુ રાખ્યો.

मैंने हर रोज़, हवाखोरी के बहाने, गोदावरी के किनारे–किनारे उस गाँव में जाने का सिलसिला जारी रखा।

પછી તેમની સંમતિથી તેમની વસતીમાં જઈ રહેવું એ જ મારો ઈરાદો હતો.

फिर उनकी सम्मति से उनकी बस्ती में जा बसना यही मेरा इरादा था।

વીરારેડ્ડીએ પચાસ રૂપિયા મજૂરી આપીને પોતાની પત્ની રંગમ્માને માટે મદ્રાસમાં હાર બનાવરાવ્યો.

वीरारेड्डी ने पचास रुपए मजूरी देकर अपनी औरत रंगम्मा के वास्ते मद्रास में कण्ठा बनवाया।

આ વાત માત્ર ડરવાની જ નહિ પણ બેઈજ્જતની પણ હતી.

यह बात डर की ही नहीं, बेइज़्ज़ती की भी थी।

શહેરમાં થતી ચોરીઓ, ઝઘડા, શરાબખોરી, મોટરો, બસ, સાઈકિલ, સોડા, લેમોનેડ, વગેરેની ખબર ક્યારેક ક્યારેક એ દુનિયામાં પહોંચ્યા કરતી.

शहर में होनेवाली चोरियां, धोखेबाजियां, शराबख़ोरी, मोटरें, बस, साइकिल, सोडा, लेमोनेड–आदि की ख़बरें कभी–कभी उस दुनिया में पहुँच जाया करती थीं।

વીરારેડ્ડીને માટે આ મુસાફરી, આ અનુભવ મામૂલી હતાં,

वीरारेड्डी के वास्ते यह सफ़र, ये अनुभव मामूली थे–मगर

પણ રંગમ્માનું હૃદય આગળ શું શું થશે, શું શું આવશે. એ વિચાર કરતાં ઊછળતું હતું.

रंगम्मा का हृदय यह सोच-सोचकर कि आगे क्या-क्या होगा, क्या-क्या आयेगा- उछलता था।

ડ્રાઈવરે જગ્યા કરીને બન્નેને બેસાડયાં.

ड्राइवर ने जगह करके दोनों को बिठाया।

રંગમ્મા ઠંડો શ્વાસ કાઢતી મોટરમાંથી ઉતરી અને પતિની પાછળ ચાલી નીકળી.

रङ्गम्मा सर्द आह छोड़कर मोटर से उतरी और पति के पीछे हो ली।

પણ તે એટલું જોતાં ન ભૂલી કે એના સૌંદર્યે બધાને આકર્ષિત કર્યા હતા.

लेकिन वह यह देखने से न चूकी कि उसके सौन्दर्य ने सबको आकर्षित किया है।

તે ધીમેથી ગણગણવા લાગ્યો, "અત્યારે લગભગ સાડા નવ વાગ્યા હશે."

वह धीरे से गुनगुनाने लगा- 'अब करीब साढ़े नौ बजे होंगे।'

એમ ન કહો, કોને ખબર છે, કદાચ અત્યારે જ તમારું ભાગ્ય જાગે! નિરાશ ન થાઓ.

ऐसा मत कहो। कौन जाने, शायद अब की बार तुम्हारा भाग्य जग उठे! निराश मत होना।

ગમે તેમ થાય, આજ રાત રમવા માટે મારા પ્રાણ તલપી રહ્યા છે.

जैसा हो, आज रात को खेलने के लिए मेरे प्राण तड़प रहे हैं।

ગમે તેમ કરીને પોતાના પ્રભુને ખવરાવવું અને બધી રીતે તેને સંતુષ્ટ રાખવો એ જ તે શીખી હતી.

जैसे तैसे-अपने प्रभु को खिलाना और सब तरह से संतुष्ट रखना यही उसने सीखा था।

| | |
|---|---|
| ત્યારે તેની માતા બાલાને પોતાના સાળુમાં છૂપાવી ઘણીવાર સુધી રોઈ હતી. હજી પણ તે ક્યારેક ક્યારેક બાલાને જોવા આવતી. | तब उसकी माता बाला को अपने अंचल में छिपाकर बहुत देर तक रोई थी। अब भी वह कभी-कभी बाला को देखने आया करती थी। |
| અને જો એના પિતાને ખબર પડે કે મારી સ્ત્રી બાલાને ક્યારેક ક્યારેક મને કહ્યા વગર પૈસા આપતી રહે છે, તો ખરેખર તે ક્યારનો લાલચોળ થઈ ગયો હોત. | अगर उसके पिता को मालूम होता कि मेरी स्त्री बाला को कभी कभी मुझसे कहे बिना पैसा दे रही है, तो शायद वह कभी का आग-बबूला हो गया होता। |
| પિતાએ કેટલોયે વાર સમજાવી, પણ તેના પર કાંઈ પણ અસર થઈ નહિ. | पिता ने कई बार समझाया पर उस पर कुछ भी असर नहीं पड़ा। |
| બાલા પોતાના પતિને માટે સર્વ કાંઈ અર્પણ કરીને તેને સંતુષ્ટ રાખવા માટે અનેક કષ્ટ પણ સહન કરવાવાળી ધીર રમણી હતી. | बाला अपने पति के लिए सब कुछ अर्पण कर उसे संतुष्ट रखने के लिये अनेकों कष्ट भी सहनेवाली धीर रमणी थी। |
| હવે તેને બાલાના નામ ઉપર મિલકત રાખવાની જરૂર પણ ન પડી. | उन्हें अब बाला के नाम पर जायदाद रखने की आवश्यका ही न पड़ी। |
| ભિક્ષુઓનું મંત્રોનું સ્તવન, ભમરાઓનું ગુંજન, ચકલીઓનું કલકૂજન, એની સાથે | भिक्खुओं के मन्त्र-स्तवन, अलियों के गुंजन, चिड़ियों के कल-कूजन से मिलकर दूर से |

ભળાને ઘંટડીઓ વગડવાનો અવાજ દૂરથી આવી રહ્યો હતો.

घंटियों की **आवाज़ आ रही थी।**

જે ચાર વાક્ય તેઓ કહે છે, તે મંત્ર સુક્તિઓની પેઠે સામે પ્રત્યક્ષ થઈ જાય છે.

जो चार वाक्य वे कहते हैं, वे मन्त्र सूक्तियों **की भाँति** सामने प्रत्यक्ष हो जाते हैं।

સજાવટ પૂરી થતાં જ, પિતાજીનો એવો ઈરાદો હતો કે **મોટા મહોત્સવની સાથે** મને એ આશ્રમના **આચાર્યને સોંપવી.**

सजावट पूरी होते ही, पिताजी का इरादा था, **बड़े महोत्सव के साथ** मुझे उस आश्रम के **आचार्य के सुपुर्द करें।**

કોઈ જગ્યાએ ચિત્ર દોરીને એક શિષ્ય ગુરૂજીને બતાવવા આવ્યો છે.

**किसी** जगह चित्र खींचकर एक शिष्य गुरुजी को **दिखाने आया है।**

એમના ચરણોમાં રહી કલાનો અભ્યાસ કરવો તે પોતાની પ્રાપ્ત કરેલી શક્તિઓને પણ ખોવા જેવું છે.

उनके चरणों में रहकर कला का अभ्यास करना अपनी प्राप्त की हुई शक्तियों को **भी खोना है।**

અંદર **જોરથી** ભેરીનો અવાજ ગુંજવા લાગ્યો. હું ચેતના રહિત થઈને **ત્યાં જ** ઊભો રહી ગયો.

अन्दर **जोरों से** भेरी की आवाज़ गूँजने लगी। मैं चेतना रहित होकर **वहीं पर** खड़ा रह गया।

પણ બ્રહ્મહત્યાનું પાપ **જેમ સતત** ઈન્દ્રની પાછળ લાગી રહ્યું હતું, **તેમ જ** આ દુનિયા પણ મારી પાછળ પડી છે.

मगर ब्रह्महत्या का पाप **जिस तरह लगातार** इन्द्र के पीछे लगा रहा—**उसी तरह** यह दुनिया भी मेरे पीछे पड़ी है।

| | |
|---|---|
| એને હું મારી કમનસીબી સમજીને જ સહન કરી રહ્યો છું. | इस को अपनी बदनसीबी समझ-कर ही मैं बर्दाश्त कर रहा हूँ। |
| કાન્તને ઘરથી બહાર ગયાને લગભગ પંદરેક મિનિટ થઈ હશે એવામાં સૌથી નાની છોકરી માને બાજુમાં ન જોતાં 'મા' કહેતી ચીસ પાડી ઊઠી. | कान्तं को घर से बाहर गये कोई पन्द्रह मिनिट हुए होंगे कि सबसे छोटी लड़की मा को बगल में न पाकर 'अम्मां' कहकर चिल्ला उठी। |
| ચુપ રહે દીકરી! નકામું રોવાથી શો ફાયદો! | चुप रहो बेटी! रोने से क्या फायदा-बेकार। |
| આવી રીતે તે ધાંધલ કરવા લાગી. | इस तरह वह शरारत करने लगी। |
| તંદુરસ્તીને માટે આ ઘણું ખરાબ છે. | स्वास्थ्य के हक में यह बहुत बुरा है। |
| ઉમરના પ્રમાણમાં શરીરે વધવું બંધ કર્યું. | उम्र के मुताबिक शरीर ने बढ़ना छोड़ दिया। |
| જન્મ થયા પછી થોડી વારે બાળક મરી ગયું. | पैदा होने के कुछ ही देर बाद शिशु चल बसा। |
| સવાર સુધીમાં એની તબિયત આપોઆપ જ સારી થઈ જશે. | सबेरे से उसकी तबियत खुद ही अच्छी हो जायगी। |
| અરે! જરા હીંચકાની સાંકળ ચલાવો! | अजी, ज़रा झूले की जंजीर हिलाइये! |

| | |
|---|---|
| રાતે આમ તેમ રખડીને ભોજનનો સમય વિતાવી નાખ્યો, અને મોડો મોડો ઘેર આવ્યો. | रात में भोजन का समय इधर-उधर घूमकर टाल दिया और देर से घर आया। |
| મનને કાંઇક તકલીફ તો જરૂર પડી, પણ પત્નીનો અપરાધ કાંઈ સમજમાં ન આવ્યો. | मन को कुछ तकलीफ़ तो हुई जरूर, मगर पत्नी का अपराध कुछ समझ में न आया। |
| અને મૂળ તો આ બધી વાતો લોકોને બતાવીને રહી સહી આબરૂ ગુમાવવી શા માટે ? | और असल में ये सब बातें लोगों को बताकर बची-खुची इज्जत भी गँवाना क्यों ? |
| એને પોતાને જ ખબર ન હતી કે પોતે ક્યાં જઈ રહ્યો છે. | उसको खुद भी तो नहीं मालूम था कि वह कहाँ जा रहा है। |
| મેં બાલિકાને પૂછ્યું, "તે આ તરફ તું ક્યારેક ક્યારેક આવે છે ?" | मैंने बालिका से पूछा—तो इस तरफ तुम अकसर आया करती हो ? |
| વચ્ચે એક એવો નવો પૂલ ઓળંગવાનો હતો જે હજુ સુધી પૂરો થયો જ ન હતો. | बीच में एक ऐसा नया पुल पार करना था, जो अभी तक पूरा बना ही नहीं था। |
| અરે રાઘવપ્પા, રેડ્ડીજીએ મહેસુલ લઈ આવવાનું કહ્યું છે, જી ? | अजी, राघवप्पा, रेड्डीजी ने माल-गुजारी ले आने को कहा है जी ! |
| એનાથી બહેતર તો પોતાનું માથું દેવાનું તેને લાગે. | उससे बेहतर तो अपना सीर देना समझेगा। |

| | |
|---|---|
| એણે પોતાના બળદને પોતાના **એકના એક પુત્ર** રમણ્યાના **જેટલા જ** પ્રેમથી પાળ્યો છે. | उसने उस बैल को अपने **इकलौते बेटे** रमणय्या के **समान ही** प्यार से पाला है। |
| એની આંખોમાં આંસુ **ભરાઈ ગયાં.** | उसकी आँखों में आसू **भर आये।** |
| એ સમય **સુધીમાં** પહોંચે નહિ તો **મનમાં આવે એમ** કરવું. | उस समय **तक** न पहुँचे तो **जैसा जी में आये** करना। |
| "એક દિવસ **આગો પાછો** પણ ન થાય શું?' કહેતી લક્ષ્મમ્મા કોલસા ભાંગવા લાગી. | 'ऐक दिन **आगा-पिछा** भी नहीं होता क्या?'–कहती **हुई** लक्ष्मम्मा कोयला चबाने लगी। |
| આમાં મુનસફનો શો **વાંક** છે? પોતાની ડ્યૂટી **અનુસાર** તેઓ કરી રહ્યા છે. | इसमें मुनसिफ का **कसूर** क्या है? अपनी ड्यूटी **के मुताबिक** वह कर रहा है। |
| તો **જે તમારા મનમાં આવે તે** કરી લો. | तो **जो तुम्हारे मन आये** कर लो। |
| પણ અત્યારે તેને બીક હતી **કે** મુનસફ **અયોગ્ય રીતે** રૂપિયા લઈ રહ્યો છે. | मगर अभी उसे भय था **कि** मुनसिफ **गैर मुनासिब ढंग से** रुपया ले रहा है। |
| **આથી** જ તે રાડો પાડતી કાંઈ બોલી અને પતિ **પર જ** એ **જવાબદારી** મૂકી અંદર ચાલી ગઈ. | **इसी लिए** वह आक्रोशित होकर कुछ बोली और पति **पर ही** वह **जिम्मेदारी** छोड़कर अन्दर चली गई। |
| રાઘવય્યાએ નોકરો **મારફત** રૂપિયા મોકલી આપ્યા. | राघवय्या **ने** नौकरों के **जरिये** रुपए भेज दिये। |

| | |
|---|---|
| ઓછામાં ઓછું દર એકરે દસ ગુણી ધાન્ય ઉત્પન્ન થાય તો સરકારની ફારમ, ખેતીનું ખર્ચ વગેરે બાદ જતાં પેટ ભરાયા કરશે. | कम-से-कम फ़ी एकड़ दस बोरा धान पैदा हो तो सरकार की मालगुजारी, खेती का खर्च वगैरह काटकर पेट चल जायगा। |
| ...ાથી ઉપજ બરાબર થતી નથી. | इसलिए फ़सल ठीक से होती नहीं है। |
| ...મણ્યાની કમર ઉપર જાણે લાકડી લાગી. | रमणय्या की मानो कमर पर लाठी लगी। |
| ...ાડતો તે ડેલીએ ગયો. બાપને પૂછયું, "બાપુ! બળદ કેમ વેચી દીધો?" | दौड़ा दरवाजे पर गया। बाप से पूछा - बाबू! बैल क्यों बेच दिया? |
| ...તે આવેશમાં ઉભો થઈ ગયો અને બોલ્યો, "જઈને ચાર વાત પૂછું, કર્ણમ મુનસફને. રહો." તે ઊપડયો. | उसी आवेश में उठ खड़ा हुआ और बोला—' जाकर चार बातें पूछता हूँ—कर्णम मुनसिफ से —ठहरो '—वह चल पड़ा। |
| ...ાતમાં ચાર આના ઓછા. | चार आने कम सात! |
| પણ એમની વાત આપણી સમજમાં આવે ત્યારે ને! સવારના હેરાન થઈએ છીએ. | मगर उनकी बातें हमारे समझ में आयें तब तो! सबेरे से परेशान हो रहे हैं। |
| ...ાજી, ગયે વર્ષે બધા મોટા મોટા ખેડૂતો સામસામે મોં ચડાવીને બેઠા. | हाँजी, गुजिस्ता साल सब बड़े-बड़े रैयत आपस में मुँह फुलाये रहे। |

| | |
|---|---|
| કર્ણમ મુનસફને માવતર સમજીને અમે વિશ્વાસ રાખી રહ્યા છીએ, આપના મનમાં આવે એમ કરો. | कर्णम मुनसिफ को मा–बाप समझकर हम लोग विश्वास किये बैठे हैं, आपके जो मन आये किजिये। |
| વખતે હજુ પણ આવી જાય એ આશાથી રમણ્ય્યા સાંજે ડેલીએ બેસીને એની વાટ જોતો. | शायद अब भी आ जाय, इस आशा से रमणय्या शाम को दरवाजे पर बैठकर उसकी वाट जोहता। |
| જે ખીલા સાથે બળદ બાંધવામાં આવતો હતો એ ખીલા તરફ એણે ચિંતનપૂર્વક જોયું. | जिस खूँटे से बैल बँधा जाता था, उस खूँटे की ओर उसने गौर से देखा। |
| એને માટે ખાવું પીવું છોડી દઈશ, ભલા ? તું તો મર્દ છો, તારે શું ? ભગવાન તને સાજોતાજો રાખે તો એવા લાખો બળદ આવશે અને જશે. | उसके लिए खाना–पीना छोड़ दोगे भला ! तुम तो मर्द हो, तुमको क्या ? भगवान् तुमको बनाये रखें तो ऐसे लाखों बैल आयेंगे–जायेंगे। |
| અને કદાચ એને દુઃખ હોય તો પણ પોતાના પિતાથી તે છૂપાવી પેટમાં જ રાખવું જોઈએ. | अगर उसे दुःख भी हो तो उसे बाप से छिपाकर अपने पेठ में ही रखना चाहिये। |
| તે એ સુખદુઃખને કાવડમાં રાખીને જોરથી ચાલવા લાગ્યો, તો વાંસની એ કાવડ એની કમરની માફક | वह उस सुख–दुःख को बँहगी पर रखकर जोर से चलने लगा तो बाँस की बँहगी उसकी कमर की तरह ही लचक जाती, |

લચકી પડતી, ક્યારેક આ તરફ ક્યારેક તે તરફ.

कभी इधर, कभी उधर।

જ્યારે માલુમ પડતું કે તે તેનો વેંકળા નથી ત્યારે તે એક લાંબો શ્વાસ લેતો.

जब मालूम हो जाता कि यह उसका वेंकन्ना नहीं है तो एक लम्बी साँस लेता।

ટેવ પ્રમાણે લક્ષ્મમ્મા પરોઢિયું થતાં જ ઊઠી.

आदत के मुताबिक लक्ष्मम्मा भोर होते ही उठी।

ક્યારેક ક્યારેક વરુ ચિત્તા વગેરે રાતને વખતે અહીંયાં આવ્યા કરે છે.

कभी-कभी भेड़-चीते वगैरह रात के वक्त वहाँ पर आया करते हैं।

આ દુર્ગનો કૂતરો એના તરફ લોકોની નજર ચૂકવીને જોઈ લેતો કે જેથી સારા માણસો તેને ક્યાંક રખડુ ન માની બેસે.

यह दुर्गवाला कुत्ता उसकी ओर, लोगों की आँखें बचाकर देख लेता कि कहीं शरीफ़ लोग उसे आवारा न समझ बैठें।

હવે એવી જ વાતોને માને છે કે જે દલીલની કસોટી ઉપર ટકી શકે. નહિ તો કોઈ માનવા માટે તૈયાર નથી થતું.

अब उन्हीं बातों को मानते हैं जो बहस की कसौटी पर टिक सकें। वरना कोई मानने के लिए तैयार नहीं होता

હું નથી જાણતો કે એનો મૂળ હેતુ શું હશે.

हम नहीं जानते कि उनका असली मक्सद क्या है।

દુનિયાની ઉન્નતિ સાથે આપણી અક્કલ પણ વધે છે, ઘટતી નથી.

दुनिया की तरक्की के साथ हमारी अक्ल भी बढ़ रही है, घट नहीं रही।

હું કહું છું કે આપણા વડવાઓને **દલીલ કરતાં આવડતું ન હતું.**

मैं कहता हूँ कि हमारे बुजुर्ग **बहस करना नहीं जानते थे।**

મનોવિજ્ઞાન, ભૌતિક વિજ્ઞાનની જે પ્રગતિ આજે **થઈ છે** તે **જૂના** જમાનામાં ન હતી.

मनोविज्ञान, भौतिक विज्ञान की जो तरक्की आज हुई है, वह **कदीम** ज़माने में न थी।

હું પણ માનું છું કે બધાની સાથે **એક સરખું** વર્તન હોવું જોઈએ, પણ હું અસવર્ણ વિવાહ**થી** વિરૂદ્ધ છું.

मैं भी मानता हूँ कि सब **के साथ** **एक तरह का** बर्ताव होना चाहिये; मगर मैं असवर्ण विवाह **के खिलाफ़** हूँ।

દુઃખનો માર્યો એને બોટ્યા વગર જ તે ત્યાંથી **ચાલ્યો ગયો.**

दर्द के मारे बिना उसे छुये **ही,** वहाँ से वह **चल दिया।**

જ્યારે ગાડી આવવાનો સમય થતો ત્યારે તે **માઈલ જેટલે દૂરથી પણ** તેના તરફ લાલચોળ આંખોએ જોતો, અને આગલા પગના નખથી જમીન કોતરતો **ઘૃણાથી** દૂર હટી જતો.

गाड़ी के आने का जब समय होने लगता, तो **मील भर की दूरी से ही** उसकी ओर लाल-लाल आँखों से देखता और अगले पैरों के नाखूनों से ज़मीन खरोचता हुआ **नफ़रत के साथ** दूर हट जाता।

**એની વચ્ચે** થોડો આરામ લઈ લેવો—**જેથી** મન અને હાથને પણ સહેજ આરામ મળે—**એ** પણ જરૂરનું જ હતું.

**इस बीच में** कुछ आराम कर लेना—मन और हाथ को भी जिससे ज़रा आराम मिले—**भी** ज़रूरी ही था।

| | |
|---|---|
| **એવામાં** જ મિત્રોની **ચિઠ્ઠીઓ** ઉપર ચિઠ્ઠી આવવા લાગી. | **इसी बीच** मित्रों की **चिट्ठियों पर चिट्ठियां** आने लगीं। |
| જૂના ખેલ અને એ જીવન યાદ કરતાં કરતાં તથા આનંદ માનતાં **તહેવારની માફક આખો દિવસ** વિતાવી દીધો. | पुराने खेल, वह जीवन याद करते हुए तथा आनन्द मनाते हुए **त्योहार की तरह सारा दिन** बिता दिया। |
| તે છોકરી તારકની વાતનો જવાબ ન દેતાં તેની પાછળ **ચાલી નીકળી.** | वह लड़की तारक की बात का जवाब न देकर उसके पीछे **हो ली।** |
| એક મિનિટ પણ એવું ન બનતું કે જ્યારે મન ન ચોંટવાની **ફરિયાદ** થઈ શકે. | एक मिनट भी ऐसा नहीं हो सकता जब कि मन न लगने की **शिकायत** हो। |
| તે દિલ્હીની મીલમાં યંત્રશાસ્ત્રી **તરીકે** કામ કરવા લાગ્યો, અને **પાકાં** બે વર્ષ પછી **છેક** અમારી મુલાકાત થઈ છે. | वह देहली की मील में यंत्रशास्त्रज्ञ **के नाते** काम करने लगा और **पूरे** दो साल बाद **कहीं** हमारा मिलना हुआ है। |
| એક બાગ—તે શહેરમાં **હોવા છતાં પણ** મોટરની ધૂળને **બદલે** ફૂલોની ખુશબોથી ભર્યો છે. | एक बाग—वह शहर ही में **होने पर भी** मोटर की धूल **के बजाय** फूलों की खुशबू से भरा हुआ। |
| આવી રીતે ભાવી દેશભક્તની **લાયકાતથી** બધા લોકો એને ચાહતા હતા. | इस तरह होनहार देशभक्त **की हैसियत** से सभी लोग उसे चाहते थे। |

વૃદ્ધ મંડળીનું આ પ્રકારનું વર્તન જોઈને સોનૂને ઊંધી ગાગર પર પાણી નાખવા જેવી જ પોતાનાં વ્યાખ્યાનોની તેઓના ઉપર અસર થઈ લાગી.

वृद्ध-मंडली के इस प्रकार के बर्ताव को देखकर सोनू को औंधी गगरी पर पानी डालने के सदृश ही अपने व्याख्यानों का असर उन पर जान पड़ा ।

ચાળીશ વર્ષ પહેલાં જે એક ભારે પૂર આવ્યું હતું, એ વખતે લોકોના આ અનુમાનની સારી રીતે પરીક્ષા પણ થઈ ગઈ હતી.

चालीस वर्ष पूर्व जो एक जबरदस्त बाढ़ आई थी, उस समय लोगों के इस अनुमान की ठीक तौर से परीक्षा भी हो गई थी।

ક્યારેક કોઈ કારખાનામાં કામ કરતો, ક્યારેક ક્યાંક મજૂરી કરી લેતો, અને ક્યારેક ક્યારેક કાંઈ કામ ધંધા વગર મહિનાઓ સુધી પડ્યો રહેતો.

कभी किसी कारख़ाने में काम करता, कभी कहीं मज़दूरी कर लेता और कभी-कभी बगैर किसी काम-धन्धे के महीनों पड़ा रहता ।

તેઓના પતિઓ બધા શરાબી હતા અને જો કે તેઓને પણ સ્ત્રીઓની કમાણીની શરાબ ખપતી હતી, તોપણ તે બધી સ્ત્રીઓ રેણુકા કરતાં વધારે સુખી હતી, તેઓની કમાયેલી સંપત્તિ લૂંટાવાની કોઈ હદ તો હતી.

उनके मर्द सब शराबी थे और यद्यपि उन्हें भी औरतों की कमाई की ही शराब हलाल थी, तथापि ये सब स्त्रियाँ रेणुका की अपेक्षा अधिक सुखी थीं, उनकी कमाई हुई सम्पत्ति के लूटे जाने की कोई हद तो थी।

| | |
|---|---|
| એટલે જ્યારે રેણુકાએ કહ્યું કે 'મજુરી જ આપો ને' ત્યારે તેને ધમકાવીને ત્યાંથી હાંકી કાઢવામાં આવી. | इस पर जब रेणुका ने कहा—मज़दूरी ही दो, तो उसे धमका कर वहाँ से हटा दिया गया। |
| હું મારા પિતાની એકની એક પુત્રી હોવાને લીધે લાડકી હતી, અને તે પોતાનાં ભાઈ બહેનોમાં સૌથી નાનો હોવાને લીધે માબાપને વિશેષ વહાલો હતો. | मैं अपने पिताजी की अकेली लड़की होने के कारण लाड़ली थी, और वह अपने भाई-बहनों में सबसे छोटा होने की वजह से माँ-बाप का विशेष प्यारा था। |
| અમારી નિશાળમાં મારી જેટલી ઉમરવાળી છોકરીઓ માંડ બે ત્રણ હશે. | हमारे स्कूल में मेरी समान उम्र-वाली लड़कियां मुश्किल से दो-तीन होंगी। |
| બે દિવસ થયા, ચાર દિવસ થયા, રજાઓ પૂરી થવા આવી. | दो रोज हुए, छुट्टी समाप्त होने को आई। |
| જે શિકારીઓએ ગોળીઓ ચલાવી હતી તે દોડતા આવ્યા અને હરણને બદલે એક નાના છોકરાને મૃત્યુના મોંમાં તરફડતો જોઇ થીજી ગયા. | जिन शिकारियों ने गोली चलाई थीं, वे दौड़े हुए आये और हिरन के बजाय एक छोटे लड़के को मृत्यु के मुख में छटपटाते हुए देखकर सहम गये। |
| આ કિંમત એને ઘણી વધારે લાગી. | यह क़ीमत उसे बहुत ही ज्यादा जान पड़ी। |
| એની મહાન ઇચ્છા હતી કે પોતે એ પટ્ટો ખરીદી લે, | उसकी जबर्दस्त ख्वाहिश थी कि वह यह पट्टा ख़रीद ले; |

પણ **એટલી બધી** બાર આનાની રકમ પોતે કેવી રીતે જમા કરી શકે?

लेकिन **इतनी बड़ी,** बारह आने की रक़म वह कैसे जमा **कर पाती**?

પિતાએ તો આવીને **એને મારી** પણ ખરી, પણ તે 'મોતી'ને જરા પણ ભૂલી ન શકી.

पिताजी ने तो आकर **उसे पीटा भी** पर वह 'मोती' को **तनिक भी** न भूल सकी।

કેટલાક દિવસ પછી હું ગંભીરતાપૂર્વક આ માનસિક વ્યાપારો અને ચેષ્ટાઓ ઉપર વિચાર કરવા લાગી.

कुछ दिन बाद मैं **गहराई के साथ इन** मानसिक व्यापारों और चेष्टाओं पर सोचने लगी।

આ કવિ લોકો પણ સાવ પાગલ જ બન્યા કરે છે.

ये कवि लोग **भी निरे** पागल ही **हुआ करते हैं।**

અમારા આ સહયાત્રી મિત્રનો કોઈ અલૌકિક શક્તિ સાથે કાંઈ ને કાંઈ સંબંધ અવશ્ય છે; ચાય તો કોઈ અપૂર્વ મેગ્નેટિઝમ્ અથવા દૈવીશક્તિ સાથે હોય, અથવા સૂક્ષ્મ શરીર કે એ જાતની કોઈ વસ્તુ સાથે.

हमारे **इन** सहयात्री मित्र का किसी अलौकिक शक्ति से कुछ-न-कुछ सम्बन्ध जरूर है:-**चाहे किसी** अपूर्व मैगनेटिज़्म या दैवशक्ति से हो, **या** सूक्ष्म शरीर या उसी तरह की किसी **और** वस्तु से।

**પહેલવહેલાં** જ્યારે હું આ ત્યજાયેલા પથ્થરના મહેલમાં પહોંચ્યો, ત્યારે એની

**पहले पहल** जब मैं इस परित्यक्त पाषाण-प्रासाद में पहुँचा, तो उसकी निर्जनता मेरी छाती पर मानो

નિર્જનતા મારી છાતી પર જાણે કોઈ ભયંકર ભારની માફક આવી પડી. આ-શાથી જ્યાં સુધી બની શકતું ત્યાં સુધી, બહાર ને બહાર રહી કામકાજથી ખૂબ થાકીને રાત્રે અહીં આવતો અને આવતાં વેંત જ સૂઈ જતો.

किसी भयंकर भार की तरह बैठ गई। मुझसे जहाँ तक बनता, बाहर-ही-बाहर रहकर काम-काज से खूब थककर रात को यहाँ लौटता और आते ही सो जाता।

પરંતુ એક અઠવાડિયું પસાર નહિ થયું હોય એવામાં મહેલના એક વિચિત્ર નશાએ ધીમે ધીમે મારા પર કાબૂ જમાવવો શરૂ કર્યો.

परन्तु, एक सप्ताह भी न बीत पाया होगा कि इस महल के एक विचित्र नशे ने क्रमशः मुज पर कब्ज़ा करना शुरू कर दिया।

આખે આખું મકાન જાણે કોઈ સજીવ પદાર્થની પેઠે મને પોતાના જઠરમાં રહેલા મોહરસથી ધીમે ધીમે પચાવવા લાગ્યું.

सारे-का-सारा मकान मानो किसी सजीव पदार्थ की तरह मुझे अपने जठरस्थ मोह-रस से धीरे-धीरे पचाने लगा।

નદી એ દિવસોમાં સૂકાઈ જવા આવી હતી—સામેની બાજુનો વિસ્તીર્ણ રેતીવાળો કિનારો સંધ્યાના પ્રકાશથી રંગીન થઈ ગયો હતો—આ કાંઠે ઘાટનાં પગથિયાં નીચે સ્વચ્છ છાછરા

नदी उन दिनों सूख-सी गई थी,—उस पार का विस्तीर्ण बालू-तट संध्या की आभा से रंगीन हो उठा था—इस पार घाट की सीढ़ियों के नीचे स्वच्छ उथले पानी में पत्थर की गोल-गोल बटैयाँ चमक

પાણીમાં પત્થરની ગોળ ગોળ કણીઓ ચમકી રહી **હતી.** તે દિવસે ક્યાંય પણ **જરાય હવાનું નામ** ન હતું.

रही **थीं।** उस दिन कहीं भी **जरा नाम को हवा तक** न थी।

**એક સામટો** ઘણા પગોનો અવાજ સંભળાયો–**જાણે** ઘણીક સખીઓ મળીને દોડતી કૂદતી ઊતરી **રહી હોય.**

**एक साथ** बहुत-सी पग-ध्वनियाँ सुनाई दीं-**जैसे बहुत-सी** सखियाँ मिलकर दौड़ती-फुदकती हुई उतर **रही हों।**

મારા હૃદયમાં એક પ્રકારનું કંપન શરૂ થઈ ગયું, તે ઉત્તેજના કે ભયને અંગે હતું, કે આનંદને અંગે, અથવા કુતૂહલને લીધે, તે **બરાબર** કહી શકતો નથી.

मेरे हृदय में एक प्रकार का **कम्पन** शुरू हो गया; वह उत्तेजना या भय के **कारण** था, **या** आनन्द के कारण, या कौतूहल से,-**ठीक** नहीं कह सकता।

લાગ્યું કે સારી રીતે કાન **માંડીને** સાંભળવાથી તેમની બધી વાતો સ્પષ્ટ **સંભળાશે**; પણ એકાગ્ર ચિત્તે કાન માંડીને **સાંભળવા** છતાં પણ **ફક્ત** જંગલનાં તમરાંનો અવાજ જ **સંભળાયો.**

**मालूम हुआ** कि अच्छी तरह कान **लगाकर** सुनने से उनकी सभी बातें स्पष्ट **सुनाई देंगी**; पर एकाग्र चित्त से कान लगाकर **सुनने पर भी, सिर्फ** जङ्गली झींगुरों की झनकार ही **सुनाई दी।**

બીજે દિવસે **સવારે** કાલની **બધી વાત** તદ્દન હાસ્યજનક **લાગવા માંડી.**

दूसरे दिन **सवेरे**, कल की **सारी घटनाएँ** बिलकुल हास्यजनक **मालूम होने लगीं।**

તે દિવસે ત્રિમાસિક રિપોર્ટ લખવાનો હતો, એથી ઘેર મોડું જવાનું હતું. પણ સાંજ થઈ ન થઈ ત્યાં તો કોઈ મને મકાન તરફ આકર્ષવા લાગ્યું.

उस दिन त्रैमासिक रिपोर्ट लिखनी थी, इसलिए देर से घर लौटने की बात थी। मगर शाम होते-न-होते कोई मुझे मकान की ओर खींचने लगा।

રિપોર્ટ અધૂરો મૂકી હેટ ચડાવી, અને એ જ વખતે સંધ્યાના આછા પ્રકાશમાં તરુછાયાથી ઢંકાયેલા એ નિર્જન રસ્તાને ગાડીનાં પૈડાંના અવાજથી જગાવતો હું એ અંધકારમય શૈલાન્તવર્તી નિસ્તબ્ધ વિશાલ પ્રાસાદ તરફ ઉપડ્યો.

रिपोर्ट अधूरी छोड़कर हैट उठाया और उसी समय संध्या-धूसर तरुच्छाया से आच्छन्न निर्जन पथ को रथ-चक्र के शब्द से चकित करता हुआ अपने ठस अन्धकारमय शैलान्तवर्ती निस्तब्ध विशाल प्रासाद की ओर चल दिया।

હું બહુ આસ્તેથી ઊઠ્યો.

मैं बहुत ही आहिस्ता से उठा।

એ રાત્રીના અંધકારમાં હળવે હળવે પગ માંડતો, મારા શ્વાસ ઉપર પૂરો સંયમ રાખતો, એ અદૃશ્ય બોલાવનારીની પાછળ પાછળ હું ક્યાં જઈ રહ્યો હતો...

उस रात्रि के अन्धकार में हौले-हौले पैर रखता हुआ, अपनी साँस पर पूरा संयम रखता हुआ, उस अदृश्य आह्वान-कारिणी के पीछे-पीछे मैं कहाँ जा रहा था...

જેમ જેમ સાંજ પાસે આવવા લાગી તેમ તેમ હું જાણે ઉદાસ બનવા લાગ્યો.

ज्यों-ज्यों शाम क़रीब आने लगी, त्यों-त्यों मैं अनमना-सा होने लगा।

| | |
|---|---|
| મેં કહ્યું, " જોયું સાહેબ, આપણને બધાને બેવકૂફ બનાવીને કેવી થાપ આપી ગયો ? શરૂઆતથી માંડીને આખર સુધી આખો કિસ્સો મનથી ન સમજાય એવો છે. " | मैंने कहा–देखा **हज़रत, हम लोगों को** बेवकूफ बनाकर कैसा चकमा दे गया ! **शुरू से लेकर आख़िर तक** सारा क़िस्सा मन-गढ़न्त है । |
| ઘીસૂએ કહ્યું, " **લાગે છે કે** બચશે નહિ. " | घीसूने कहा–**मालूम होता है,** बचेगी नहीं । |
| તું ઘણો ઘાતકી છે, **અલ્યા !** આખું વર્ષ જેની સાથે સુખચેનથી રહ્યો **તેની જ સાથે** આટલી બેવફાઈ ! | तू बड़ा बेदर्द है **बे ! साल-भर** जिसके साथ सुख-चैन से रहा, **उसी के साथ** इतनी बेवफ़ाई ! |
| અને **જયાં સુધી** એ પૈસા પહોંચતા ત્યાં સુધી બન્ને આમતેમ **માર્યા માર્યા** ફરતા. | और **जब तक** वह पैसे रहते, दोनों इधर-उधर **मारे-मारे** फिरते । |
| પણ આ બન્નેને માણસો એ **વખતે જ** બોલાવતા કે **જયારે** બે માણસો પાસેથી એક જણનું કામ મેળવીને પણ સંતોષ **લેવા સિવાય** બીજો કોઈ ઉપાય **ન હોય.** | मगर इन दोनों को लोग **उसी वक़्त** बुलाते, **जब** दो आदमियों से एक का काम पाकर भी सन्तोष **कर लेने के सिवा** और कोई **चारा न होता** । |
| અને ખેડૂતોની **સરખામણીમાં** તેઓ, કે જે ખેડૂતોની | और किसानों **के मुक़ाबले में** वे लोग, जो किसानों की |

દુર્બળતાઓમાંથી લાભ ઉઠાવી જાણતા હતા, તે ક્યાંય વધારે સંપન્ન હતા, ત્યાં આ જાતની મનોવૃત્તિ ઉત્પન્ન થવી એ કાંઈ આશ્ચર્યની વાત ન હતી.

दुर्बलताओं से लाभ उठाना जानते थे, कहीं ज़्यादा सम्पन्न थे, वहाँ इस तरह की मनोवृत्ति का पैदा हो जाना कोई अचरज की बात न थी।

છતાં પણ એને એટલું આશ્વાસન તો હતું જ કે જો કે તે ફાટેહાલ છે તોપણ કાંઇ નહિ તો તેને ખેડૂતોના જેવી જીવતોડ મહેનત તો કરવી પડતી નથી.

फिर भी उसे यह तसकीन तो थी ही कि अगर वह फटेहाल है तो कम से कम उसे किसानों की-सी जाँ-तोड़ मेहनत तो नहीं करनी पड़ती।

જો કે આ પ્રયત્નમાં એની આંખોમાંથી આંસુ આવતાં.

हालाँकि इस कोशिश में उनकी आँखों से आँसू निकल आते।

તેને આ બન્નેના ચહેરા તરફ ઘૃણા આવતી હતી.

वह इन दोनों की सूरत से नफ़रत करते थे।

દવાદારુ જે કાંઈ થઈ શક્યું તે બધું કર્યું, પણ મુદ્દે તે આપણને દગો દઈ ગઈ.

दवा-दारू जो कुछ हो सका, सब कुछ किया, मुदा वह हमें दगा दे गई।

પણ ઘીસૂ ઉપર દયા કરવી એ કાળા કામળા ઉપર રંગ ચડાવવા જેવું હતું.

मगर घीसू पर दया करना काले कम्बल पर रङ्ग चढ़ाना था।

ત્યારે બન્ને જણા કોણ જાણે કોઈ દૈવી પ્રેરણાથી એક પીઠાની સામે આવી

तब दोनो न जाने किस दैवी प्रेरणा से एक मधुशाला के सामने आ पहुँचे और जैसे

| | |
|---|---|
| પહોંચ્યા, અને જાણે કાંઇ પૂર્વ નિશ્ચિત ગોઠવણ હોય તેમ અંદર ચાલ્યા ગયા. | किसी पूर्वनिश्चित व्यवस्था से अन्दर चले गये। |
| માધવે શ્રદ્ધાપૂર્વક માથું ઝુકાવી સમર્થન કર્યું "જરૂર, જરૂર હશે." | माधव ने श्रद्धा से सिर झुकाकर तसदीक़ की–ज़रूर से ज़रूर होगा। |
| કેમ દાદા! આપણે પણ કોઈ ને કોઇ દિવસે તો ત્યાં જઈશું જ. | क्यों दादा, हम लोग भी तो एक न एक दिन वहाँ जायँगे ही। |
| પછી બન્ને નાચવા લાગ્યા. ઊછળ્યા પણ ખરા, કૂદયા પણ ખરા. પડયા પણ ખરા, પછડાયા પણ ખરા. ભાવ પણ બતાવ્યા અને અભિનય પણ કર્યો. | फिर दोनो नाचने लगे। उछले भी, कूदे भी। गिरे भी, पटके भी। भाव भी बताये, अभिनय भी किये। |
| આ બન્ને છોકરીઓમાંથી એકનાં લગ્ન તો થઇ ચૂક્યાં હતાં, પણ બીજીનાં હવે થવાનાં હતાં. | इन दोनो लड़कियों में से एक का विवाह तो हो चुका था, लेकिन दूसरी का अभी होने को था। |
| દામોદર પન્તના મૃત્યુ પછી તેમની ત્રણે પુત્રવધુઓનું જોર ઘણું વધ્યું. | दामोदर पन्त की मृत्यु के उपरान्त उनकी तीनों बहुओं की खूब बन आई। |
| એ પછી ક્રમવાર તારકાના બાકીના બન્ને ભાઈ ઓનાં લગ્ન થયાં હતાં. | इसके बाद क्रम से तारका के बाकी दोनो भाइयों का विवाह हुआ था। |

| ગુજરાતી | हिंदी |
|---|---|
| આ બાબતમાં તે કદાચ કોઈ વખતે પોતાના ભાઈઓને કાંઈ ફરિયાદ કરતી. પણ એના બધા ભાઈ પોતપોતાની સ્ત્રીનો જ પક્ષ લેવાવાળા હતા. | इस बारे में वह शायद ही कभी अपने भाइयों से कुछ शिकायत करती थी। लेकिन उसके सभी भाई अपनी-अपनी स्त्री की ही तरफ़दारी करनेवाले थे। |
| કેટલાક માણસો પોતાના પરિચિત માણસોને સામે જોતાં હસતા ચહેરા સાથે રસ્તે ચાલતા હતા. | कई लोग अपने परिचितों को सामने पाकर हँस-मुख चेहरों के साथ राह चलते थे। |
| તે આવીને ઓટલા પર બેસી ગયો. | बाहर आकर चबूतरे पर जा बैठा। |
| મારી સમજમાં ન આવ્યું કે લોકો આવી ભારે ભીડમાં કયું જાતનું પુણ્ય મેળવવા જઇ રહ્યા છે. | मेरी समझ में न आया कि लोग ऐसी भारी भीड़ में कौन-सा पुण्य कमाने जाते हैं। |
| પાસેના માર્કંડેય મંદિરમાંથી રહી રહીને ઘંટનો અવાજ સંભળાતો હતો. | पास के मार्कण्डेय मन्दिर से रह-रहकर घण्टे का नाद सुन पड़ता था। |
| આકાશમાં સંધ્યાની રક્તવર્ણ લાલિમા હજુ મટી ન હતી. | आकाश में सन्ध्या की रक्तवर्ण-लालिमा अभी नहीं मिटी थी। |
| પતિના સુખથી વંચિત રહી હોવાને લીધે એને મોક્ષની ઇચ્છા રહેતી. | पति के सुख से वंचित रहने के कारण उन्हें मोक्ष की चाह थी। |

જે અધિકારીઓએ મદાંધતાને લીધે ખેડૂતો અને મજૂરોને સતાવીને પાપ એકઠું કર્યું હતું, તેને ધોવા માટે તેઓ વ્યગ્ર દેખાતા હતા.

जिन अधिकारियों ने मदान्धता से किसानों और मज़दूरों को सताकर पाप जमा किया था, उसे धोने के लिए वे व्यग्र दिखाई देते थे।

અગર જો એની પૂજા અને ભક્તિ સાચી હોત તો શું ઈશ્વર આમ ચૂપ બેસી શકત ?

अगर उनकी पूजा तथा भक्ति सच्ची होती तो क्या ईश्वर यों चुप बैठ सकता था ?

અગર જો એઓના આત્માનું વાસ્તવિક સ્વરૂપ ચિત્રણ કરવાનું યંત્ર હોત તો પાપનો ઘડો ફૂટ્યા વગર રહી શકત ખરો ?

अगर इनकी आत्माओं का वास्तविक रूप चित्रण करनेवाला यन्त्र होता तो पाप का घड़ा फूटे बिना रह सकता था ?

ઓટલા નીચે થોડે છેટે એક સડક હતી.

चबूतरों के नीचे कुछ दूर पर एक सड़क थी।

પાણીના એક એક ટીપાંની માફક કોણ જાણે કેટલીય દમડીઓ ભેગી થવાથી ભૂખની આગથી પીડિત એ ગરીબોને પેટપુર ભોજન મળશે ?

पानी की एक एक बूँद की भाँति न मालूम कितनी दमड़ियों के मेल से, भूख की आग से पीड़ित उन गरीबों को पेटभर भोजन मिलेगा ?

તે ભગવાન સુધી પહોંચશે કે કેમ તે ખબર નથી. બિચારા આ ભિખારી

पता नहीं उनकी पहुँच भगवान तक होगी कि नहीं ? बेचारे ये भिखमंगे दाताओं से कुछ

| | |
|---|---|
| દાતારોને કાંઈ પૂછે તો **તેમને** ગાળીઓ અને ધમકીઓ સિવાય બીજું શું મળી શકે? | **पूछें भी तो इन्हें** गालियाँ तथा झिड़कियों के सिवा **और** प्राप्त ही क्या होगा? |
| એ હારમાં, **બરાબર મારી સામે**, એક આંધળો ભિખારી બેઠો હતો. **લગભગ** તે જીવનના સંધ્યાકાળમાં પહોંચી ગયો હતો. | उसी कतार में-**ठीक मेरे सामने** एक अंधा भिखारी बैठा था। **करीब-करीब** वह जीवन के संध्याकाल में पहुँच चुका था। |
| **સાચું પૂછો તો** વાસ્તવમાં આ જગત પણ અંધકારમય છે. | **सच पूछो तो** वास्तव में यह जगत ही अंधकारमय है। |
| એ બુઢ્ઢા**ની પાસે** જ એક છોકરી હતી. | उस बूढ़े **के नज़दीक** ही एक लड़की थी। |
| ત્યાંના માણસોના હૃદયને દ્રવીભૂત **કરીને એને આધારે** રોટી ખાવાવાળો એ આંધળો ભિખારી હતો. | वहां के मनुष्यों के हृदयों को द्रवीभूत **कर उनके सहारे** रोटी खानेवाला अंधा भिखारी था। |
| જેમના હૃદયમાં કરુણાનો વાસ હતો, તેઓ યથાશક્તિ **કાંઈ ને કાંઈ** આપતા જતા હતા જ. | जिनके हृदय में करुणा का वास था, वे यथाशक्ति **कुछ न कुछ** दे ही जाते थे। |
| ન્યાય કચેરીનો કારકુન ન હતો કે વાદી-પ્રતિવાદી પાસેથી **સાચું ખોટું** બોલીને **બળ-જબરીથી** એમનો | अदालत का गुमाश्ता नहीं था कि मुद्दई-मुद्दालेह से **झूठ-मूठ** कहकर **बलात्** उसका पीछा करे। इनकम-टैक्स (आयकर) |

પીછો પકડે. ઈન્કમટેક્સનો (આવક) ઓફીસર પણ ન હતો કે વેપારીઓના ગળા પર જઇ બેસે.

का अफ़सर नहीं था कि व्यापारियों के गले पर **जा बैठे**।

એ છોકરીને **જોતાં** જ મારી ભીની આંખોમાં આછી ચાંદનીનો પ્રકાશ ઊગ્યો.

उस लड़की को **देखने पर** मेरी गीली आँखों में हल्की चाँदनी का आभास उदित हुआ।

કેટલાક દુષ્ટ છોકરા ડોશીઓએ **ના પાડવા છતાં** તેને સતાવીને ખરીદાવતા હતા. માત્ર બાળકો જ નહિ, પણ જેઓ હજુ બાળપણના ખેલોથી કંટાળ્યા **ન હતા** તેઓ પણ ખરીદીને પોતાનો બાળપણનો શોખ પ્રકટ કરતા હતા.

कुछ शरारती लड़के **बूढ़ियों के मना करने पर भी** उन्हें सताकर खरीदवाते थे। बच्चे ही नहीं-जो **अब भी** बचपन के खेलों से **बाज नहीं आये थे**, वे भी खरीदकर अपने लड़कपन का शौक प्रकट करते थे।

એને જોતાં જ તબિયત ખુશ થઈ જતી હતીઃ માત્ર ખુશ થાય એટલું જ નહિ, પણ ગમે તેટલો ક્રોધ કેમ ન હોય, પણ તે ગેબ થઇ જતો.

उसे देखते ही तबीयत खुश हो जाती थी : केवल खुश **होना ही** नहीं; बल्कि **कैसा ही** क्रोध **क्यों न हो, गायब** हो जाता।

તો હવે શું? આમાં સાચું અને ખોટું શું?

तब **और क्या**, इसमें सच और झूठ **कैसा**?

કોણ જાણે કેટલીયે વાર સુધી તેઓ એમ જ બેસી રહ્યા.

**पता नहीं**, कितनी देर तक वे इसी तरह बैठे रहे।

ન તો **આ પહેલાં** એવો કોઈ બનાવ મારી નજરે પડ્યો હતો, કે **ન પછી**; પણ ઈમાનથી પૂછીએ તો એથી વિરુદ્ધની **ઘણીયે** ઘટનાઓ મારા જોવામાં આવી ગઈ છે.

न **इससे पहले** कोई ऐसा वाक़या मेरी नज़र से गुज़रा, और **न बाद में**, बल्कि ईमान की पूछिये तो इसके विपरीत घटनाएँ **बहुतायत से** मेरे देखने में आ चुकी हैं।

આ દિવસે ત્રીજા પહોરને વખતે **ભાગજોગે** (સંયોગવશાત્) કાકા છક્કન અને બિન્નો ના સિવાય કોઈ પણ ઘરમાં હાજર ન હતું.

इस रोज तीसरे पहर के वक्त **इत्तफ़ाक़ से** चचा छक्कन और बिन्नो के सिवाय कोई भी घर में मौजूद न था।

પોતાના આ **મત અનુસાર** તેને ક્રિકેટના **ઘણાખરા** મેચોનો દર્શક બનવાનો મોકો મળી જાય છે.

अपनी इस **राय की बदौलत** उसे क्रिकेट के **अक्सर** मैचों का दर्शक बनने का मौक़ा मिल जाता है।

પિત્તળનાં વાસણ સાફ કરવા માટે જરૂર એ વાતની હોય છે કે આમલીના પ્રયોગથી પહેલાં **તેને** એક વાર ખૂબ સારી રીતે માંઝીને સાફ **કરી લેવામાં આવે**.

पीतल के बरतन साफ़ करने के लिए ज़रूरत इस बात की होती है कि इमली के प्रयोग से पहले **इन्हें** एक बार खूब अच्छी तरह माँजकर साफ़ **कर लिया जाय**।

આ જ આમલી **જો** કદાચ વિલાયતથી ડબામાં બંધ થઈને આવતી હોત તો મોટા માણસો એના પર મરી પડત.

यही इमली **अगर** विलायत से डिब्बों में बन्द होकर आती तो **जनाब लोग** इस पर टूटकर पड़ते।

## પ્રકરણ ૧૧ મું

# હિંદી વાતચીત તથા પત્રલેખન

## હિંદી વાતચીત

હિંદીનો આટલો અભ્યાસ કર્યા પછી હિંદીમાં કાંઈક બોલવા માટે તમારી જીભ ચળવળવા માંડી હશે. પણ કયા વિષય પર બોલવું એ જ એક મુખ્ય પ્રશ્ન છે. જો કે અવારનવાર હિંદીમાં વાતચીત કરવાના પ્રસંગો શોધનારને મળી રહે. અથવા તો જેઓ જાહેર જીવનમાં પડયા હોય તેઓ હિંદીમાં લેખો કે ભાષણો આપી શકે. પણ એ તો ભાષા પર સારો કાબૂ આવી ગયા પછીની વાત છે. એ કાબૂ જામ્યા પહેલાં જીભને કસરત આપવા માટે શા વિષય પર બોલવું ?

આ માટે તમે ધારો તો નિબંધ લખી શકો. પણ આ ઉમરે તમારે નિબંધ લખવા બેસવું હોય તો પછી આ ચોપડી શા માટે હાથમાં જ લો !

અને આવા બધા પ્રતિકૂળ માર્ગો જતા કરીએ એટલે વ્યવસ્થિત રીતે હિંદીમાં બોલવાની તાલીમ લેવા માટે બે સરળ માર્ગો રહે છે. એક તો કોઈ પણ ચિત્ર નજર સામે રાખી, તેમાં જે કાંઈ તમે જોઈ શકતા હો તેનું વર્ણન હિંદીમાં કરવા માંડો. કદાચ તમે આ વાંચતા હશો એ વખતે જ તમારી નજર સામે દીવાલ પર થોડાં ચિત્રો હશે. તેમાં તમે શું જુઓ છો, તે હિંદીમાં બોલો જોઈએ ? કોઈ કોઈ ચિત્રની પાછળ થોડો ઇતિહાસ પણ છુપાયેલો હશે, તે પણ સાથોસાથ બોલતા જજો. એટલે આ રીતે તમારા દીવાનખાનામાં બેઠા બેઠા, અને કોઈ પણ શ્રોતાની જરૂર પડયા વિના, હિંદીમાં બોલવાની શક્તિ

કેળવી શકશો. જો કે આ જાતના બોલવામાં વર્તમાન અને ભૂતકાળ વિશેષ આવશે, અને ભાષાનાં બીજાં ઘણાં અંગોની તાલીમ પ્રમાણમાં ઓછી મળશે.

એથી વધુ સંપૂર્ણ તાલીમ લેવાનો સરળ માર્ગ કોઈને હિંદીમાં વાર્તા કહેવાનો છે. વાર્તાની વસ્તુસંકલના જાણી લીધા પછી વાર્તા કહેવી સહેલી પડે છે. અને વળી વાર્તા કહેતી વખતે અનુવાદની માફક શબ્દોની પસંદગીમાં મર્યાદા ન હોવાથી પોતાને આવડતા હોય એવા શબ્દોની અંદર જ વાર્તા કહેવા પ્રયાસ કરી શકાય છે.

આવી એક વાર્તાની વસ્તુસંકલના આ નીચે આપી છે. અને એવી બીજી ઘણી વાર્તાઓ તમને આવડતી હશે અથવા તો ગમે ત્યાંથી મેળવી શકશો. આ નીચે જે વાર્તા અપાય છે તે આ લેખકના હવે પછી પ્રકટ થવાના એક પુસ્તકમાંથી લીધેલી છે. એ પુસ્તકમાં બાળકોને રસ પડે અને મોટેરાં કરી શકે એવી લગભગ પોણોસો વાર્તાઓના પ્લોટ ૧૦૦ પાનાંમાં અપાશે.× આવી વાર્તા તમારાં બાળકોને કરવાથી તમને પોતાને હિંદીની જરૂરી તાલીમ મળશે, બાળકોને આનંદ આવશે, અને તેઓને પણ હિંદીનું જ્ઞાન આડકતરૂં મળી રહેશે, એમ ત્રણ લાભ થશે.

એટલે અજમાયશ દાખલ આ વાર્તા યાદ કરી લઈ કોઈને હિંદીમાં કહો. એક વાર્તા સફળ રીતે કરી શકશો એટલે વાર્તાનો રસ જ તમને આગળ ખેંચી જશે.

---

× એ પુસ્તક દસ આનાની કિંમતે આ કાર્યાલય તરફથી થોડા સમયમાં પ્રકટ થનાર છે.

# અલાઉદ્દીન અને જાદુઈ ફાનસ

**અલાઉદ્દીન**

ચાનમાં એક દરજી હતો...બહુ જ ગરીબ...એને ઉદ્ધત અને રખડુ છોકરો અલાઉદ્દીન..કાંઇ કામ ન કરે..દરજી મરી ગયો.

**અજાણ્યો કાકો**

અલાઉદ્દીન રમતો હતો...એક અજાણ્યો માણસ તેને મળ્યો..તેણે તેને નામ અને સ્થિતિ પૂછયાં...અલાઉદ્દીને જવાબ આપ્યો...છોકરો હોશિઆર લાગ્યો...પેલો માણસ કહે 'હું તારો કાકો થાઉં'..અલાઉદ્દીનને થોડા પૈસા આપ્યા..કહ્યું કે 'કાલે જમવા આવીશ.'...

**અલાઉદ્દીન લોભાયો**

અલાઉદ્દીને માને વાત કરી ..પહેલાં તો તે મૂંઝાણી કેમકે તેને કોઈ દેર ન હતો...અજાણ્યો માણસ આવ્યો...તે કહે 'હું નાનપણમાં ઘેરથી નાસી ગયેલો તેથી મારા ભાઈએ તમને મારી વાત નહિ કરી હોય...' વધારે પૈસા આપ્યા...મા દીકરાને વિશ્વાસ બેઠો...થોડા દિવસે ઓળખાણ વધી... પેલા માણસે અલાઉદ્દીનને દુકાન કરાવી દેવાની લાલચ આપી...મા દીકરો ખુશી થયાં.

**ગુફામાં**

એ અજાણ્યો માણસ જાદુગર હતો...અલાઉદ્દીનને એક દિવસ ફરવા તેડી ગયો...પહાડોની વચ્ચે...એક પત્થર પાસે બેઠા...ધોળી ભૂકી છાંટી... ધુમાડો થયો. પત્થર ઊંચકાયો...અંદર પગથિયાં...જાદુગર કહે 'અંદર જા અને કોઈ ચીજને ન અડકતાં ફાનસ લઈ આવ'...અલાઉદ્દીન બીતો હતો... જાદુગરે વીંટી આપી...ધમકાવ્યો...અલાઉદ્દીન અંદર ઊતર્યો.

**ફાનસ**

અંદર એક ઓરડો હતો..આગળ ચાલતાં ઓશરી, બાગ..બહુ જ સુંદર વૃક્ષો..હીરા લટકે..ઝાડ નીચે ફાનસ..અલાઉદ્દીને તે લીધું..પાછો ફર્યો..જાદુગર કહે 'ફાનસ લાવ'..અલાઉદ્દીન કહે 'બહાર આવ્યા પછી' ...જાદુગર ગુસ્સે થયો..અલાઉદ્દીને છતાં ન આપ્યું..ફરી ભૂકી છાંટી જાદુગરે પત્થર બંધ કરી દીધો..અંદર ઘોર અંધારું..જાદુગર ચાલ્યો ગયો...

### વીંટીનો જીન

અલાઉદ્દીન ખૂબ રોયો...બે દિવસ ભૂખ્યા તરસ્યા ગયા..છેવટે અકળાઈ દીવાલે બારણા માટે હાથ ફેરવવા માંડયો..વીંટી પત્થર સાથે ઘસાણી.. જીન આવ્યો..'કોણ છો?'..'હું વીંટીનો જીન છું, કહો તે કામ કરૂં'.. અલાઉદ્દીન કહે 'મને ઘેર મૂકી જા'...અલાઉદ્દીન ઘેર આવી ગયો.

### ફાનસનો જીન

ઘેર કાંઈ ખાવાનું ન હતું...મા કહે 'આ ફાનસ વેચીને ખાવાનું લઈએ' ..મા ફાનસ સાફ કરવા બેઠી..માટી ઘસાતાં ભયંકર જીન આવ્યો..મા ચીસ પાડી બેશુદ્ધ થઈ..અલાઉદ્દીને હિંમતથી જીન પાસેથી જાણ્યું કે તે ફાનસનો જીન હતો..અલાઉદ્દીને ખાવાનું માગ્યું..જીન સોનાના થાળમાં આપી ગયો..મા દીકરે ખાધું..પછી થોડા દિવસ સોનાનો થાળ તથા રકાબીઓ વેચીને ચલાવ્યું..અને આમ વર્ષો વીતવા માંડયાં.

### રાજાની કુંવરી

એક દિવસ અલાઉદ્દીન ગામમાં ફરતો હતો..દુકાનો બંધ થવા માંડી.. કારણ?..રાજાની કુંવરી નાહવા જવાની હતી..અલાઉદ્દીને તેને જોવા નિશ્ચય કર્યો..નાહવાના સ્થળ પાસે સંતાયો..તેને જોઈ..તેને પરણવા નક્કી કર્યું..

### માગું નાખ્યું

ઘેર આવી મા પાસે હઠ લીધી કે 'મારું માગું રાજા પાસે લઈ જા' ..મા દીકરા વચ્ચે ખૂબ રકઝક થઈ..છેવટે મા કહે 'નજરાણું શું આપવું?' ..અલાઉદ્દીને ફાનસના જીનને બોલાવ્યો..હીરા મોતીથી ભરેલો સોનાનો થાળ મંગાવ્યો..જીન તે લાવ્યો..મા તે લઈ ચાલી..ગઈ દરબારમાં..એક બાજુ ઊભી..કોઈએ ધ્યાન ન આપ્યું..મા પાછી આવી..અલાઉદ્દીન ગુસ્સે થયો.. પાંચ દિવસ આમ ગયા.

### માગું કબૂલ રાખ્યું

છઠ્ઠે દિવસે રાજાને આશ્ચર્ય થયું..'આ બાઈ હમેશાં શું આવે છે?' ..પૂછયું...માએ નજરાણું ધર્યું..માગું નાખ્યું..રાજા ઝવેરાત જોઈ ખુશ થયો..વજીરનો મત માગ્યો..વજીરને ઈર્ષા આવી કેમકે તેના દીકરા સાથે એ કુંવરી પરણાવવા તેની ઇચ્છા હતી..તેણે સલાહ આપી કે ત્રણ માસની અવધિ આપો..મા તે ખબર લઈ ઘેર ગઈ..અલાઉદ્દીન દિવસ ગણવા માંડયો.

**લગ્નમાં વિઘ્ન**

ત્રણ માસ પૂરા થયા પહેલાં વજીરે રાજાને સમજાવી પોતાના દીકરા સાથે કુંવરીનાં લગ્ન લેવરાવ્યાં..અલાઉદ્દીનની માને ખબર પડી..અલાઉદ્દીનને વાત કરી...રાજાને ત્યાં લગ્નની મિજબાની હતી..રાતે અલાઉદ્દીને ફાનસના જીનને હુકમ કર્યો 'કુંવરીને અહીં લઈ આવ અને વરરાજાને અંધારા ઓરડામાં આખી રાત પૂરી દે..એમ થયું..કુંવરીને અલાઉદ્દીને બહુ વીનવી..સવાર થતાં બન્નેને પાછાં મોકલ્યાં...એને લાગ્યું કે સ્વપ્ન આવેલું...રાજાને વાત કહી..લગ્ન બંધ રહ્યાં.

**લગ્નની ભેટ**

ત્રણ મહિના પૂરા થયા..અલાઉદ્દીને માને ફરી મોકલી..રાજા મૂંઝાયો... વજીરની સલાહ માગી...છેવટે શરત કરી: 'ચાલીશ કાળા ગુલામો ઝવેરાતના ભરેલા સોનાના થાળ લાવે, પાછળ ચાલીશ સફેદ ગુલામો આવે..આટલું થાય તો લગ્ન કરી આપીએ..' અલાઉદ્દીને જીન પાસે બધું મંગાવ્યું..સરઘસ ચાલ્યું ..રાજા ખુશ થયો..લગ્ન કરી આપ્યાં..રાજાના મહેલ સામે અલાઉદ્દીને જીનને રાતોરાત મહેલ ચણવા હુકમ કર્યો..સુંદર મહેલ તૈયાર થયો..રાજા વધુ ખુશ થયો..વજીર ઈર્ષાથી બળી ગયો..તે કહે 'બધા જાદુના ખેલ લાગે છે'..પણ રાજાએ તેનું અપમાન કર્યું.

**જુનાંને બદલે નવાં ફાનસ**

અલાઉદ્દીન શિકારે ગયેલો..ગાંડા જેવો એક માણસ શેરીઓમાં રખડે. જુનાં ફાનસને બદલે નવાં આપતો હતો..પાછળ છોકરાં હુરરે બોલાવે... કુંવરીને તાજુબી લાગી..તેણે અજમાયશ દાખલ જૂનું ફાનસ મોકલ્યું.. પેલો તે લઈ રવાના થયો. તે પેલો જ જાદુગર હતો, અને બધી વાત જાણવાથી આવેલો..તેણે ફાનસ ઘસ્યું..કુંવરી સહિત મહેલને દરિયા વચ્ચે બેટમાં મૂકવા હુકમ કર્યો..તેમ થયું.

**રાજાનો ગુસ્સો**

બીજે દિવસે રાજાએ ઊઠીને ઘણી આંખ ચોળી પણ મહેલ ન જોયો. વજીરને બોલાવ્યો..વજીર મનમાં ખુશી થયો...રાજાને કહે 'હું તો કહેતો જ હતો કે આ બધું જાદુ છે'..રાજાને ખાતરી થઈ..અલાઉદ્દીનને પકડી લાવવા હુકમ કર્યો..અલાઉદ્દીને પગે પડી એક માસની મુદત માગી..રાજાએ તેને છૂટો કર્યો.

**વીંટીનો જીન**

અલાઉદ્દીન નિરાશ બન્યો હતો..વીંટીને તો તે ભૂલી જ ગયેલો..કાંઈ ભાન ન રહ્યું..રસ્તે ચાલતાં નદીમાં લપસ્યો..વીંટી ઘસાણી..જીન આવ્યો..અલાઉદ્દીનને હિંમત આવી..જીને બધી વાત કરી..અલાઉદ્દીન કહે 'બધું પાછું લાવી દે'..જીન કહે 'ફાનસના જીન આગળ મારૂં કાંઈ ન ચાલે,'..અલાઉદ્દીન કહે 'તો મને ત્યાં લઈ જા'..જીન તેને લઈ દરિયામાં ગયો..મહેલ પાસે મૂકયો..અલાઉદ્દીન તેની પત્નીને મળ્યો..

**ફાનસ પાછું લીધું**

અલાઉદ્દીને પૂછ્યું 'ફાનસ ક્યાં છે?'..'જાદુગર છાતી ઉપર રાખે છે'..અલાઉદ્દીને કુંવરીને ઘેનની દવા આપી..કહ્યું કે 'હવે જાદુગર આવે ત્યારે ભોળવીને ખવરાવી દેજે'...અલાઉદ્દીન સંતાઈ ગયો..જાદુગર આવ્યો..કુંવરીએ હાવભાવ કરી તેને ખાવા બેસાડયો..દવા ખવરાવી..પેલો ઊંઘી ગયો..અલાઉદ્દીન બહાર નીકળ્યો...ફાનસ છોડી લીધું...જાદુગરને દરિયામાં ફેંકી દીધો..જીનને હુકમ કર્યો કે 'મહેલ પાછો લઈ જા'..તેમ થયું.

**છેવટે**

રાજાએ બીજે દિવસે મહેલ જોયો..ખુશ થયો..ઘણાં વર્ષો સુખેથી રહ્યાં..રાજાના મૃત્યુ પછી અલાઉદ્દીન તથા કુંવરીએ રાજ્ય કર્યું.

[ એરેબિયન નાઈટ્સ ]

# હિંદી પત્રલેખન

આ પુસ્તક વાંચનારને ગુજરાતીમાં કાગળ કેમ લખવો તે શીખવવું પડે તેમ નથી. જુના વખતમાં આપણી ભાષામાં કાગળોની શરૂઆત 'સ્વસ્થાન શ્રી — મહાશુભસ્થાને, પૂજ્યારાધ્યે' ઈ. લાંબાં લાંબાં વિશેષણોથી થતી, તે સખ્ત ઝડપના આ યુગમાં હવે અદૃશ્ય થઈ ગઈ છે. હવે આપણે અંગ્રેજી ભાષાની સરળ ઢબે જેના પર પત્ર લખવો હોય તેને માત્ર ટૂંકું સંબોધન કરી કાગળ લખવાની શરૂઆત કરીએ છીએ. અને કાગળ પૂરો થાય એટલે એવી જ ટૂંકી વિધિથી

એકાદ નમ્રતા કે પ્રેમસૂચક શબ્દ મૂકી સહી કરી કાગળ પૂરો કરીએ છીએ. અને હિંદીમાં પણ તેમ જ છે. એટલે હિંદીમાં કાગળ લખવા માટે શરૂઆતમાં સંબોધન માટે વપરાતા શબ્દ તથા અંતે વિવેક માટે વપરાતા થોડા શબ્દો જ આપણે ખ્યાલમાં રાખવાના છે. અને ક્યા પ્રસંગે કયું સંબોધન કે કેવો વિવેક વાપરવો તેના નિયમ ન હોઈ શકે. કેમકે કાગળ લખનાર અને જેને ઉદ્દેશીને તે લખાયો હોય તે બન્ને વચ્ચેના પરસ્પર સંબંધ ઉપર જ તેનો આધાર છે. એટલે અહીં એવા શબ્દો જ આપ્યા છે. શીખનારમાં તેનો વિવેકથી ઉપયોગ કરવાની બુદ્ધિ હોય જ. માટે કાગળોના નમૂના આપી લેખક એ બુદ્ધિને અપમાનવા કદી ન ઇચ્છે.

**સંબોધન માટે વપરાતા શબ્દો :**

पूज्य, पूज्यपाद, श्री चरण कमलेषु, श्रद्धेय, मान्यवर, महामान्य, महानुभाव, प्रिय, चिरंजीव, आयुष्मान, प्रिय बंधो, भाई, ઇ.

**જરૂર હોય તો સંબોધન પછી :**

नमस्ते, वन्दन, सप्रेम वन्दन.

**સહી કરતાં પહેલાંનો વિવેક બતાવનારા શબ્દો :**

आपका, कृपाभिलाषी, आज्ञाकारी, कृपापात्र, सेवक, भवदीय, स्नेहाभिलाषी, शुभ चिंतक, हितैषी, तुम्हारा, ઇ.

**જરૂર હોય તો સહી પછી :**

(के) आशीर्वाद, (का) साष्टांग प्रणाम. (की) शुभाशीष,

## વિભાગ ચોથો

## આ ક ર પ્ર ક ર ણો

[ સમય ૫ દિવસ ]

હવે તમારી આગળ ૫ દિવસ બાકી રહે છે. અને એમાં તમારે અગાઉ શીખી ગયેલા વસ્તુના અઘરા અઘરા મુદ્દા તમને તારવી આપ્યા છે તે પાકા કરી નાખવાના છે, અને હિંદી શબ્દકોષમાંથી જેટલા શબ્દ તમને મનપસંદ આવે તે શીખી લેવાના છે. અને એ સાથે તમારો હિંદીનો અભ્યાસ પૂરો થાય છે, એટલે કે જરૂર જેટલું હિંદી તમે શુદ્ધ રીતે બોલી શકો એટલી શક્તિ તમારામાં આવી ગઈ હશે. અને એ પછી તો હિંદી સાહિત્યના વાચનથી તેમ જ હિંદી ભાષા બોલીને એ ભાષામાં નિપૂણુતા સતત વધારવા માટે તમારી સામે આખું જીવન અને આખો હિંદ બન્ને ખુલ્લાં પડયાં છે.

## પ્રકરણ ૧૨ મું

# અઘરા હિંદી શબ્દોનો કોષ

હિંદી ભાષા બોલવા માટે ખાસ જરૂરના શબ્દોનું જ્ઞાન તો આપણે પહેલાં જ મેળવી લીધું છે. અને વાચકને ખ્યાલમાં હશે કે એ પહેલાં શીખાયેલા શબ્દોનો મોટો ભાગ પરિચિત અને અર્ધપરિચિત હતો. ( જુઓ પ્રકરણ ૩ ). એ શબ્દોને આપણે હિંદીના પાયારૂપ શબ્દો કહી શકીએ, કેમકે ઓછામાં ઓછા એટલા શબ્દોના જ્ઞાન વગર આપણને આપણા વિચારો સરળતાથી રજૂ કરવા બહુ મુશ્કેલ પડે.

એ પાયારૂપ શબ્દોની બહારથી જ્યારે કોઈ શબ્દની જરૂર પડે, ત્યારે સારામાં સારો ઉપાય તો એ છે કે સંસ્કૃત અથવા ઊર્દૂનો કોઈ શબ્દ શુદ્ધ સ્વરૂપમાં વાપરવો; કેમકે હિંદી ભાષાની વિશાળતા હવે એવી થવા માંડી છે કે જરૂર મુજબ આ બે ભાષાના શબ્દોને પોતામાં ખુબ પ્રમાણમાં સમાવી લે છે.

વળી એ ઉપરાંત લગભગ ૧૪૦૦૦ જેટલા હિંદી શબ્દો ગુજરાતી વાચકવર્ગને એક યા બીજી રીતે પરિચિત છે. એ શબ્દોનો એક સંગ્રહ આ લેખક તરફથી સ્વતંત્ર પુસ્તક રૂપે તૈયાર થયો છે, અને થોડા વખતમાં પ્રકટ થશે. આપણી ભાષાના શબ્દોનું કેટલું વિપુલ ભંડોળ આપણને હિંદીમાં પણ કામ લાગી શકે છે તેનો ખ્યાલ એ પુસ્તકથી આવી શકશે.

પણ કેટલાક હિંદી શબ્દો એવા છે કે જે આપણને હિંદી પુસ્તકોમાં કે રેડિયો અને ટૉકીમાં વારંવાર સાંભળવા મળતા હોય. અને છતાં તે પરિચિત ન હોય, અગર તો જે સીધી રીતે કોઈ ગુજરાતી શબ્દનું સૂચન કરતા ન હોય. આવા શબ્દો જેમ વધુ પ્રમાણમાં આપણે જાણતા હોઈએ તેમ વધારે છટાદાર હિંદી બોલી શકીએ. એમાંનો મોટો ભાગ તો અરબી અને ફારસીમાંથી ઊતરી

આવેલા શબ્દોનો છે, કેમકે એ ભાષાના જેટલા શબ્દો હિંદીએ પચાવ્યા છે એટલા ગુજરાતીએ પચાવ્યા નથી. અને એમાં સંસ્કૃતમાંથી ઊતરી આવેલા શબ્દ ભાગ્યે જ હોય છે, કેમકે સંસ્કૃતના જે શબ્દો હિંદીમાં વપરાય છે તે બધા જ ગુજરાતીમાં પણ વપરાતા હોવાથી અપરિચિત નથી રહેતા.

આવા લગભગ બારસોએક શબ્દોનો કોષ અહીં આપેલો છે. શબ્દકોષ બહુ મોટો નથી, પણ શબ્દો એવી કાળજીથી પસંદ કર્યા છે કે આ ટૂંકો કોષ પણ ખૂબ કાર્યસાધક થઈ શકશે.

આ શબ્દકોષ શીખવા માટે છે, એનો એમ અર્થ નથી કે એકેક શબ્દ ગોખવાનો છે. શબ્દો ગોખવાથી ભાષા કદી આવડતી નથી, પણ શબ્દો વાપરતાં આવડે તો જ ભાષા આવડે છે. અને શબ્દો વાપરતાં શીખવા માટે તેને વપરાયેલા જોવા જોઇએ. એટલે ટૂંકામાં હાલ તુરત તો આ શબ્દકોષ એકાદ બે દિવસનો સમય લઈ ને ઉપર ઉપરથી જોઈ જવાનો છે, અને પછી જેટલું બની શકે તેટલું હિંદીમાં વાચન કરવું આવશ્યક છે. પણ એ વાચન વખતે તમને ક્યાંય મુશ્કેલી પડે ત્યાં આ નાનો કોષ પણ ઉપયોગી થઇ શકશે.

તેમ છતાં ગોખ્યા વિના માત્ર ફુરસદને સમયે પાનાં ફેરવતાં જે કોઈ શબ્દો ખાસ નજર ખેંચે અને અનાયાસે યાદ રહી શકે તે યાદ રાખતા રહેવા. ઘણી વાર એમ બને છે કે આપણા સાંભળવામાં કોઈ શબ્દ અચાનક આવ્યો હોય, અને પછી એ જ શબ્દ પુસ્તકમાં જોઈએ, એટલે યાદ રાખવાના ખાસ પ્રયત્ન વિના તે યાદ રહી જાય છે. અને વસ્તુતઃ આપણું શબ્દોનું જ્ઞાન આમ જ વધતું હોય છે, પછી તે માતૃભાષા હોય કે પરભાષા. એટલે આ શબ્દો પણ એમ સ્વાભાવિક ક્રમે જ શીખવાના છે,

શબ્દો સામે સંકેતો લખ્યા છે તેમાં वि०=વિશેષણ, पुं०=પુલ્લિંગ, स्त्री०=સ્ત્રીલિંગ, अ० = અવ્યય, [अ०]=અરબ્બી, [फा]=ફારસી, [सं]= સંસ્કૃત, એમ સમજવું.

# હિંદી શબ્દકોષ

**अंगिया** स्त्री० [सं. अंगिका,] ચોળી; સ્ત્રીનો કબજો.

**अँगीठा** पुं० [सं. अग्नि+स्था] મોટી સગડી; अँगीठी स्त्री० સગડી.

**अंदरी** (–रूनी) वि० [फा०] અંદરનું; ભીતરનું.

**अंदाज़न्** अ० [फा०] અડસટ્ટે; અંદાજથી.

**अँबिया** નાની કાચી કેરી.

**अकड़** (–ड़ैत) वि० અભિમાની; ઘમંડી.

**अकबक** स्त्री० બકબકાટ; નકામો લવારો.

**अकेले** अ० એકલ; એકાકી (૨) માત્ર; ફક્ત. –दुकेले अ० સાવ એકલું.

**अक्खड़** वि० મનસ્વી; ઉદ્ધત.

**अक्सर** अ० અકસર; પ્રાય:

**अगरचे** अ० [फा०] જો કે.

**अगल–बगल** अ० [फा०] આસપાસ; આમતેમ; બે બાજુએ.

**अचार** पुं० 'આચાર'; અથાણું.

**अचीता** वि० અણધાર્યું; આકસ્મિક. (૨) અચિંત્ય; બેસુમાર.

**अचैन** पुं० બેચેની; વ્યાકુળતા.

**अज़मूदा** वि० અજમાયેલું.

**अज़हद** अ० [फा०] હદ ઉપરાંત; બહુ.

**अज़ीज़** वि० [अ०] અજીજ; પ્યારું.

**अज़ीम** पुं० [अ०] વૃદ્ધ અને પૂજ્ય.

**अटाला** स्त्री० [सं० अट्टाल] ઢગલો. (૨) સરસામાન.

**अड़ंगा** पुं० રૂકાવટ; વિઘ્ન.

**अड़बंग** वि० पुं० ઊંચુંનીચું; અસમાન.

**अड्डा** पुं० [सं० अट्टा] થોભવાની જગા.

**अढ़ैया** पुं० અઢી શેરનું તોલ યા માપ.

**अतिरिक्त** अ० [सं०] સિવાય; બાદ કરતાં.

**अतुराई** આતુરતા; જલદી. (૨) ચંચળતા; ચપળતા.

**अथ च** अ० [सं०] અને; વળી.

**अथाह** वि० અથાગ; અપાર.

**अदबदाकर** अ० અવશ્ય; જરૂર; ટેકથી.

अधंग પું૦ અર્ધાંગ; પક્ષાઘાત.
अधकपारी (-ली) આદાસીસી.
अधपई સ્ત્રી૦ [हिं. आधा+पाव] અર્ધ પાશેર (બંગાલી) જેટલું માપ કે તોલ; પાશેરી કે પાશેરો.
अधियाना અર્ધું કરવું; અર્ધું અર્ધું વહેંચવું.
अनदेखा વિ૦ ન દેખેલું.
अनब्याहा વિ૦ (સ્ત્રી૦ -ही) અવિવાહિત.
अनभल પું૦ ભલું નહિ તે; અહિત.
अपितु અ૦ [सं०] પરન્તુ (૨) બલ્કે.
अफ़लातून પું૦ [अ०] પ્લેટો (૨) બહુ અભિમાની માણસ.
अब અ૦ આ વખતે; હમણાં; હવે.
अभी અ૦ (हिं. अब+ही) હમણાંજ; અબઘડી.
अमारी [अ०] અંબાડી.
अरसना-परसना સ્પર્શવું; ભેટવું.
अरसा પું૦ [अ०] અરસો; સમય; મુદત.
अलफ़ाज़ પું૦ [अ० 'લફ્જ'નું બ. વ.] શબ્દો (૨) પારિભાષિક શબ્દ.
अलमारी સ્ત્રી૦ અલમારી; કબાટ.
अलल-टप्पू ઠેકાણા વગરનું.
अलावा [अ०] સિવાય.
अवगाहना નાહવું (૨) ડૂબકું મારવું. (૩) ઊંડા ઉતરી વિચારવું.
अशरफ़ ભલો માણસ; મોટેરો.
असबाब પું૦ [अ०] ચીજ; વસ્તુ; સામાન.
असवार સવાર.
अस्मत સ્ત્રી૦ [अ०] પાપભીરુતા (૨) સ્ત્રીનું પાતિવ્રત્ય.
अहकना પ્રબળ ઇચ્છા કરવી.
आक़िल [अ०] બુદ્ધિમાન; અક્કલમંદ.
आज़म [अ० अअज़म] બહુ મોટું; મહાન; મુખ્ય.
आज़मूदा [फ़ा०] અજમાવેલું.
आजा પું૦ [सं० आर्य] (સ્ત્રી૦ -जी) બાપના બાપ; દાદા.
आतश-परस्त [फ़ा०] અગ્નિપૂજક; પારસી.
आपसदारी સ્ત્રી૦ પરસ્પર વ્યવહાર; ભાઇચારો.
आफ़ियत સ્ત્રી૦ [अ०] ક્ષેમકુશળ.
आब [फ़ा०] ચમક; કાન્તિ (૨) શોભા. (૩) પું૦ પાણી.
आमख़ास પું૦ રાજાની ખાસ બેઠક.
आमादगी [फ़ा०] તૈયારી.

आमिल [अ०] નોકર; ગુમાસ્તો. (૨) સિદ્ધ પુરુષ.
आमेज़ [फ़ा०] મિશ્રિત (પ્રાયઃ સમાસમાં. ઉદા: दर्द–आमेज़)
आयसु આજ્ઞા.
आराइश [फ़ा०] સજાવટ.
आरास्ता [फ़ा०] સજેલું.
आलात पुं० [अ०] ઓજારો; સાધન સામગ્રી; ઉપકરણ.
आशनाई स्त्री० જાણપિછાણ (૨) પ્રેમ (૩) અનુચિત સંબંધ.
आशुफ्तगी [फ़ा०] હાલહવાલ; બેહાલી; પરેશાની.
आहिस्तगी [फ़ा०] મંદતા; ધીમાપણું.
आहिस्ता अ० [फ़ा०] આસ્તે; ધીમે.
ईंगुरौटी સિંદૂરની ડબી.
ईंचना ખેંચવું.
इंतख़ाब पुं० [अ०] ચૂંટણી; પસંદગી.
इंतज़ाम [अ०] પ્રબંધ; બંદોબસ્ત.
इक़दाम [अ०] ઈરાદો.
इकबारगी સહસા; એકદમ.
इक़बाल पुं० [अ०] ભાગ્ય. (૨) ઐશ્વર્ય.
इकलौता એકનો એક છોકરો.
इख़राजात ખર્ચ; વ્યય.
इख़्तिलाफ़ [अ०] વિરોધ; અણબનાવ.
इजाज़त स्त्री० [अ०] આજ્ઞા; હુકમ.
इजाबत [अ०] મંજૂરી.
इतमाम [अ० इह्तिमाम] બંદોબસ્ત.
इत्तफ़ाक़ [अ] ઈત્તિફાક; મેળ.
इत्त (–त्ति)ला [अ०] ખબર; સૂચના.
इनेगिने ચુનંદા.
इफ़लास पुं० [अ०] ગરીબી; દરિદ્રતા
इबरत [अ०] સમજ.
इबारत [अ०] શૈલી.
इमदाद [अ०] મદદ.
इमामदस्ता पुं० ખાંડણી–પરાઈ.
इम्तिहान पुं० [अ०] પરીક્ષા.
इलज़ाम [अ०] દોષ; અપરાધ.
इलहाक़ [अ०] સંબંધ; મેળાપ.
इलहाम [अ०] ઈશ્વરી અવાજ.
इल्लत [अ०] બીમારી.
इशारतन् [अ०] ઈશારા કે સંકેતથી.
इश्त (–श्ति)हार पुं० [अ०] નોટીસ; જાહેરાત.
इसलाह स्त्री० [अ०] સુધારણા; સંશોધન.
इस्तिक़बाल पुं० [अ०] સ્વાગત કરવું તે.
इस्तीफ़ा पुं० [अ०] રાજીનામું.

इस्तेमाल [अ०] ઉપયોગ; વાપર.
इहतिमाम [अ०] કોશિશ.
उज़दारी स्त्री० [फा०] અદાલતમાં કોઈની માગણીની સામે પોતાનો વાંધો રજૂ કરવો તે.
उड़नखटोला पुं० વિમાન.
उदूलहुक्मी स्त्री० [फा०] આજ્ઞા ન માનવી તે.
उपरौंछा અંગૂછો; ટુવાલ.
उफ़तादगी [फा०] નમ્રતા.
उम्मत [अ०] જમાત.
उलफ़त स्त्री० [अ०] પ્રેમ.
उलहना ખીલવું (૨) ઉલ્લાસવું.
उलूखल [सं०] ખાંડણિયો.
उस्ताद [फा०] શિક્ષક.
ऍंड़ा-बेंड़ा સીધું વાંકું.
एतमाद [अ०] વિશ્વાસ; ભરોસો.
एतराज़ [अ०] વાંધો; વિરોધ.
एहतमाल पुं० [अ०] સહન કરવું તે.
एहसानफ़रामोश [अ०]કૃતઘ્ન માણસ.
ऍंचातानी ખેંચતાણ.
ऐज़ाज़ [अ० इअज़ाज़] આદર.
ऐदाद સંખ્યા; ગણના.
ऐवक़ [फा०] દાસ; ગુલામ.
ऐयाश [अ०] આરામી; વિલાસી.
ऐयाशी स्त्री० [अ०] એશઆરામ.
औचक અ० અચાનક.
कंकाल पुं० [सं०] હાડપિંજર.
कंडीलिया દીવાદાંડી.
कंदील स्त्री० [अ०] 'कंडील' દીવો.
कंदुक [सं०] દડો. (૨) ઉશીકું.
कंस पुं० [सं०] કાંસું કે તેનું વાસણ.
ककहरा કક્કો.
ककोरना ખોતરવું.
कचियाना હિંમત હારવી.
कच्ची पक्की ગાળ.
कच्ची बात લજ્જાજનક વાત.
कछान (-ना) કાછડો.
कछुआ કાચબો.
कटरा पुं० નાનું બજાર.
कटीला [स्त्री० -ली] કાંટાળું.
कटौती स्त्री० ધર્માદા લાગો.
कठियाना સુકાઈને લાકડા જેવું થઈ જવું.
कड़क स्त्री० કડાકો; ગર્જના.
कड़ाही કઢાઈ.
कड़ुआ કડવું.
कड़ुआना કડવું લાગવું.
कड़ुआहट स्त्री० કડવાપણું.
कत [सं० कुतः] કેમ ? શા માટે ?
क़तई [अ०] બીલકુલ; એકદમ; નિતાંત.
कतरब्योंत स्त्री० કાપકૂપ (૨) જોવું વિચારવું તે; ગડભાંગ.

क़तलाम [अ० कत्लेआम] सर्वसंहार.

कतहुँ (-हूँ) क्यांय; कोई जगाए.

कति (०क, -तेक) केटलुं; केवडुं.

क़दीम (-मी) [अ०] जूनुं; पुराणुं.

कद्दू पुं० दूधी.

कनसलाई स्त्री० नानो कानखजूरो.

कनियाँ स्त्री० गोद; खोळो.

कफ़न-खसोट वि० (नाम, -टी) कंजूस.

कफ़ा (-फ्फा)रा पुं० [अ०] पापोनुं प्रायश्चित.

कबड्डी स्त्री० हुतुतुतु.

कबाड़ा पुं० नकामी वात.

कबाड़िया पुं० भांग्यातूटया मालनो वेपारी.

कबीला स्त्री० [अ०] स्त्री; जोरू. (२) कबीलो.

कमअसल वि० [फा०+अ०] वर्णसंकर.

कमसिन वि० [फा०] कम उमरनुं.

कमेरा पुं० काम करनारो.

करतबी वि० पुरुषार्थी (२) निपुण.

करनाई स्त्री० [अ० करनाय] शरणाई

करपर वि० कृपण; कंजूस.

करबला पुं० [अ०] ताबूत डुबाडवानी जगा. (२) निर्जळ प्रदेश.

करश्मा पुं० [फा०] चमत्कार.

करौंती पुं० वेरणियो.

कराई स्त्री० काळप; श्यामळापणुं. (२) करवानी के करावानी किंमत.

क़रीब अ० [अ०] पासे; नजीक (२) लगभग.

करीम वि० [अ०] दयाळु. (२) पुं० ईश्वर.

क़लमबन्द वि० लखेलुं. (२) ठीक; बरोबर.

क़लिया पुं० [अ०] रसादार पकावेलुं मांस.

क़लील वि० [अ०] अल्प; थोडुं.

कलूटा वि० (स्त्री० -टी) काळुं.

कवेलू पुं० नळियुं.

कश-मकश स्त्री० [फा०] खेंचताण; (२) भीड; धक्काधक्की. (३) विचारमां पडवुं ते.

कशीदगी स्त्री० [फा०] वैमनस्य; अणबनाव.

कसमसाना अ० क्रि० सळवळवुं; खळभळवुं.

कसाला पुं० कष्ट.

क़स्द पुं० [अ०] इरादो.

क़स्दन् अ० [अ०] इरादापूर्वक.

क़हक़हा पुं० [फा०] अट्टहास.

क़हरन् अ० [अ०] બળજોરીથી.
कहा–सुना पुं० ભૂલચૂક. ( કહેલું સાંભળેલું. )
कौंड़ी–कफ़न पुं० ઠાઠડીનો સામાન.
कातिब पुं० [अ०] લેખક; લખનાર.
क़ानूनन् अ० [अ०] કાયદેસર.
कामयाब वि० [फा०] સફળ; કૃતાર્થ.
कामयाबी स्त्री० [फा०] સફળતા.
कामिल वि० [अ०] પૂરૂં; કુલ.
कारगर वि० [फा०] અસરકારક.
कार–परदाज़ वि० [फा०] કામ કરનાર.
कारवाँ पुं० [फा०] યાત્રીઓની ટોળી.
कालाकलूटा वि० કાળું ભમર.
क़ालिब पुं० [अ०] શરીર; દેહ.
कालौंछ स्त्री० કાળાપણું.
काश्त स्त्री० [फा०] ખેતી (२) ગણોત
काश्तकार पुं० [फा०] ખેડૂત.
किचकिचाहट, किचकिची स्त्री० દાંત પીસવા તે.
किट्ट पुं० [सं०] મેલ; કાટરડો.
किताब स्त्री० [अ०] કિતાબ; ગ્રંથ.
किरमिच पुं० કૅન્વાસ કપડું.
किरौंची स्त्री० ગાડું. (२) ભારખાનાનો ડબ્બો.
क़िस्तबंदी स्त्री० [फा०] હપતાથી ચૂકવવું તે.

कुचलना स० क्रि० કચડવું; મસળવું;
कुटनाना स० क्रि० સ્ત્રીને બહેકાવી કુમાર્ગે લઈ જવું.
कुड़कुड़ाना अ० क्रि० બબડવું; ચડભડવું.
कुड़कुड़ी स्त्री० પેટમાં ગુડગુડ બોલવું તે.
कुतुब–खाना पुं० [अ०+फा०] 'કિતાબખાના.'
कतुब–फ़रोश पुं० [अ०फा०] બુકસેલર.
कुत्बनुमा पुं० [अ०+फा०] હોકાયંત્ર
कुनकुना वि० કોકરવાયું.
कुम्हलाना अ० क्रि० ચીમળાવું.
कुरसीनामा पुं० [अ०+फा०] વંશાવળી
कुलही स्त्री० કાનટોપી.
कुलाँच [फा०]–ट स्त्री० છલંગ; કૂદકો.
कुशादगी स्त्री० [फा०] વિસ્તાર; મોકળાશ.
कुशादा वि० [फा०] ખુલ્લું; મોકળું.
कूँचा पुं० ઝાડુ; સાવરણો.
केंचुआ पुं० અળસિયું; સરસિયું.
केराव पुं० વટાણા.
केवटी (दाल) स्त्री० અનેક પ્રકારની ભેગી દાળ.
केहा पुं० કેકા; મોર

